ૐ શ્રી

સંતપંથ સનાતન ધર્મોજય

**-: શ્રી સતપંથી સેવા મંડળનું પ્રકાશન :-**

સંતપંથી સાધકોને, વર્તમાન યુગાત્માનાં દર્શન કરાવતું
નિરંજન, નિરાકારી, પરમ જ્યોતિ સ્વરૂપ દિવ્યાત્માની
ભૂમિકાનું દર્શન કરાવતું
નૂતન પ્રેરણા પ્રકાશતું

## ત્રિમાસિક

# અખંડ જ્યોતિ



-: સંપ્રદાયનું કેન્દ્ર સ્થાન :-

મુ. પીરાણા. જી. અમદાવાદ.

તંત્રી:-નિ. રવજીભાઇ કાનજીભાઇ પટેલ

લેખક:-અભ્યાસી અંતરઆત્મા

પ્રકાશક:-શ્રી સતપંથી સેવા મંડળ વતીથી

નિમિત્ત:-રવજીભાઇ કાનજીભાઇ પટેલ
સંતોષપુરા કંપા.

સ્થાન:-C/O. કાન્તિલાલ છબાલાલ કોટડિયા
મુ. પો. હિંમતનગર. જી. સાબરકાંઠા.

ॐ શ્રી

સંતપંથ સનાતન ધર્મોજય

## —: શ્રી સતપંથી સેવા મંડળનું પ્રકાશન :—

સંતપંથી સાધકોને, વર્તમાન યુગાત્માનાં દર્શન કરાવતું
નિરંજન, નિરાકારી, પરમ જ્યોતિ સ્વરૂપ દિવ્યાત્માની
ભૂમિકાનું દર્શન કરાવતું
નૂતન પ્રેરણા પ્રકાશતું

### ત્રિમાસિક

# અખંડ જ્યોતિ



—: સંપ્રદાયનું કેન્દ્ર સ્થાન :—
મુ. પીરાણા. જી. અમદાવાદ.

તંત્રીઃ—નિ. રવજીભાઇ કાનજીભાઇ પટેલ

લેખકઃ—અભ્યાસી અંતરઆત્મા

પ્રકાશકઃ—શ્રી સતપંથી સેવા મંડળ વતીથી

નિમિત્તઃ—રવજીભાઇ કાનજીભાઇ પટેલ
સંતોષપુરા કંપા.

સ્થાનઃ—C/o. કાન્તિલાલ છબાલાલ કોટડિયા
મુ. પો. હિંમતનગર. જી. સાબરકાંઠા.


For Reference See Pages: 4.

## —અંકની માહિતી—

૧ પ્રકાશન સ્થળઃ—હિંમતનગર
C/o કાન્તીલાલ છબાલાલ કોટડિયા
મુ. પો. હિંમતનગર.

૨ પ્રસિદ્ધિનો સમયઃ—દર ત્રણ માસની ૧૫ મી તારીખે

૩ મુદ્રકસ્થાનઃ—પટેલ પ્રિન્ટીંગ પ્રેસ.
ઠે. સીનેમા પાસે. હિંમતનગર.

૪ રાષ્ટ્રીયતાઃ—હિન્દી

૫ પ્રકાશકનું નામઃ—નિમિત્ત, રવજીભાઈ કાનજીભાઇ પટેલ

૬ તંત્રીનું નામઃ—નિમિત્ત, રવજીભાઇ કાનજીભાઇ પટેલ

૭ માલીકઃ—સતપંથી સેવા મંડળ

## —ત્રિમાસીક પ્રગટ થવાના નિયમો—

૧ દર ત્રણ માસે એટલે કે વર્ષમાં ચાર વખત પ્રગટ થશે.

૨ વાર્ષિક લવાજમઃ— રૂા. ૩—૦૦ બુક પોષ્ટ ચાર્જ સાથે

૩ પત્રવહેવારઃ—તંત્રી, રવજીભાઇ કાનજીભાઈ પટેલ
C/o કાન્તીલાલ છબાલાલ કોટડિયા
મુ. પો. હિંમતનગર.



કચ્છ કડવા પાટીદાર સમાજમાં ધર્મ બાબતે કુસંપ, કલેશ, મતભેદોનાં કારણો જણાવતું
તેમજ
..સતપથ ધર્મ, પીરાણા, સંપ્રદાયના ઉચ્ચ આદર્શો રજુ કરતું...

# અખંડ જયોતિ

વર્ષ : ૧ ] ૧૫ જાન્યુઆરી ૧૯૬૮ [ અંક : ૧

## તંત્રી સ્થાનેથી........

# -: અંતરનો નાદ :-

(૧) આજના વર્તમાન સમયમાં મારા જીવનમાં અનેક, પ્રવૃત્તિઓ યાને વિટંબણાઓ હોવા છતાં, ઉપરાંત આર્થિક નાણાંકિય બાબતે પણ મુંઝવણો હોવા છતાં આ ત્રિમાસિકના તંત્રીપદની ફરજની જવાબદારી લઈને આ સાહસ કરેલ છે. તો આવા સાહસને, આ કાર્યને પ્રોત્સાહન આપનારા સમાજના વિવેકી વાંચક યુવાન વિદ્યાર્થીઓ તેમજ વડીલો ઉપરાંત પીરાણા સંસ્થા કમિટીના સભાસદો કે સંચાલકોના અંતરમાં, મારા **અંતરનો નાદ** વીજળીના કરંટની જેમ વેગથી સંભળાશે તેવી મને મારા દિલમાં અપૂટ શ્રદ્ધા અને વિશ્વાસ છે.

(૨) તંત્રી સ્થાનેથી જે શબ્દો લખવામાં આવે તે શબ્દોમાં તંત્રીની બુદ્ધિ તેમજ અનુભવની છાપ હોય છે. ત્યારે તંત્રીએ જે કંઇ લખવાનું હોય છે તેમાં તેની દૃષ્ટિ વિશાળ છે કે સંકૂચિત કે ઈર્ષાળુ છે, તેની તૂલના વાંચકો જ કરી શકે છે.

મારી કલમે આ સ્થાનેથી લખવામાં મારે તો એક અભ્યાસી બનીને આપણા પાટીદાર સમાજમાં પ્રગટ થતા 'જાગૃતિ' અંકનાં લખાણ તેમજ તેના તંત્રી સ્થાનેથી દેવશીભાઇ રામજીભાઈ, આપણા સમાજમાં સેવા આપતા તેમના લેખોમાંથી અનુકરણ કરીને તેની પાછળ પાછળ મને ચાલવાનું છે.

તેવા આપણા સમાજના અનુભવીની કલમે દશ વર્ષથી 'જાગૃતિ' અંક પ્રગટ થાય છે. તેમાં હાલમાં દિવાળી પછીનો અંક તેમજ ૧૨ મો જાગૃતિ અંક પ્રગટ થયેલ. તેમાં

'તંત્રી સ્થાનેથી' દેવશીભાઈએ 'મનુષ્યને દેવ કે દાનવ બનવાનો અધિકાર સમજાવેલ છે, તો માનવી ધારે તો દેવ થઇ શકે અને દાનવ પણ થઈ શકે.' આમ દેવશીભાઈએ દેવ અને દાનવની કરણી સમજાવી.

તેમના લખાણના પ્રથમ મથાળે 'સેવા. સંગઠન અને પાટીદાર સમાજના ઉચ્ચ આદર્શો રજુ કરતું જાગૃતિ અંક' આવાં મૂલ્યવાન સૂત્રો લખ્યાં છે. પરંતુ જ્યારે મારા અભ્યાસથી તેવા તંત્રીઓની જવાબદારીનો વિચાર કરૂં છું ત્યારે આવા કાર્યકરો, સેવા સંગઠનનાં સુત્રો લખીને ઉપદેશ આપનારાઓની જવાબદારી અંકમાં પ્રગટ કરે છે અને તેની જ સાથે સાથે તે જ અંકોમાં ત્રીજા પાનેથી એવાં લખાણો રતનસીબાપાના જીવનમાં પ્રગટ કરે છે કે, જેથી જ્ઞાતિ સમાજમાં સેવા, સંપ, સંગઠનના બદલે કુસંપ અને વિગ્રહો ઉપરાંત સમાજમાં ધર્મના નામે વાદવિવાદ અને સંઘર્ષો વધતા જાય તેવી બાબતો પ્રગટ કરી રહ્યા છે અને આ કારણથી જ પાટીદાર જ્ઞાતિમાં આજ સુધી સંપ અને સંગઠન થવાને બદલે કુસંપ અને સંઘર્ષો થતા રહ્યા છે. તે બાબતથી 'જાગૃતિ' અંકના તંત્રીઓ કે સંપાદકો સાવ અજાણ તો નથી જ. છતાં તેમણે તેવા કર્તવ્યને પોતાની ફરજ સમજીને તેમજ તેમનો જીવનનો મુખ્ય ધર્મ સમજીને આવી રીત અપનાવી છે.

તેમના સામે '**જેવા સાથે તેવા**' થઇને કરી બતાવવા કે તેમને બોધપાઠ આપવા મારી આજના સમયના અભ્યાસની રીતે તેમના સામે કાનૂન મુજબ જો પગલાં લેવામાં આવે તો એ 'જાગૃતિ' અંક એકજ ધડાકે અટકી જાય તેમ છે. અને તેના તંત્રી કે સંપાદકોને જવાબ આપવો તે મુંઝવણનો સવાલ તેમના માટે થઈ પડે તેમ છે.

પરંતુ હાલમાં તેમ કરવામાં તે રીતે તેમને બોધપાઠ આપવા કરતાં તેના સામે આપણી જ્ઞાતિ પાટીદાર સમાજમાં '**અખંડ જ્યોત**' નામે ત્રિમાસિક શરૂ કરીને આ માસિકમાં ક્રમેક્રમે એવી જાતનું લખાણ પ્રગટ કરવામાં આવશે કે જેથી **વેરનો બદલો પ્રેમની આપી**, જે દર્દરૂપી રોગ છે તેને મીટાવવા, ગોળ ખવડાવેથી દર્દ મટતું હોય ત્યાં સુધી ઝેર એટલે કડવી દવા આપવાની જરૂર નથી તેમ માનીને આ '**અખંડ જ્યોતિ**' માસિકમાં તેમના તમામ પ્રશ્નોના **શણુશણુતા** સવાલોના જવાબ **મધમધતા મધુરસથી** આપવામાં આવશે.

જો એ સતપંથ ધર્મની નીંદા કરનારાઓ સામે કાનૂન મુજબ પગલાં લેવામાં આવે તો તેમ કરતા તેઓ અટકી જાય તેમાં જરાપણ શંકા નથી. પરંતું તેમના દિલમાં જે સતપંથ ધર્મની નીંદા કરવાનો ઉમળકો છે, '**પીરાણાનું પોળ**' પુસ્તક જે નારણભાઈ રામજીભાઈએ પ્રગટ કરેલું તેને ફરીથી 'જાગૃતિ'માં ક્રમેક્રમે પ્રગટ કરવા તેમની જે મુરાદો

( અનુ૦ પાન ૧૯ ઉપર )

# સતપંથી સમાજમાં લેખકો તેમજ વાંચકોને જાણવા જોગ

# -: નિયમ-કાનૂન :-

## ત્રિમાસિકના નિયમો, આદર્શો તેમજ સિદ્ધાંતો

૧ આ માસિક સતપંથ સંપ્રદાયના સંબંધિક હિત ધરાવતા અનુયાયીઓનું ધાર્મિક અંક છે.

૨ આ માસિકમાં કોમવાદને પોષણ આપે તેવું કોઈપણ જાતનું લખાણ લેવામાં નહી આવે.

૩ સતપંથ સંપ્રદાયમાં દરેક જ્ઞાતી કે કોમનો સમાવેશ થાય છે. બ્રાહ્મણ. વાણીયા, પાટીદાર, ક્ષત્રિય, હિન્દુ કે મુસલમાન વગેરે આ સતપંથ ધર્મ સંપ્રદાયના અનુયાયી હોય તેમને સમાન ભાવે કોમીવાદથી દૂર રહીને આ માસિક દરેકને સમાન અધિકાર આપશે.

૪ સમાજમાં સામાજીક વાસ્તવીક રીતે કેટલાયેક અણછાજતા બનાવો બનતા હોય છે. તેવા લેખોને આ અંકમાં ખાસ કરીને સ્થાન આપવામાં નહી આવે.

૫ સમાજમાં કોઈ નૂતન પ્રેરણા આપતા સમાચારો ઉપરાંત સમાજના વિકાસને લગતી માહિતી સમાજ કલ્યાણને પ્રોત્સાહન આપે તેવી કોઈ હકીકત લેખકો તરફથી મળશે તો તેને સ્થાન અપાશે.

૬ ધાર્મિક સતપંથ સંપ્રદાયનાં સાહિત્યોમાંથી જે જે બાબત જે જે વાંચકોને લખવા તેમજ પ્રશ્નોત્તરી કરવાની ભાવના થાય તો તેઓને તેવા લેખ લખી મોકલવાની છૂટ છે. પરંતુ તેવા પ્રશ્નોને જાહેરમાં પ્રગટ કરવા ન કરવાની યોગ્યતા તંત્રી તેમજ પ્રકાશન મંડળની પસંદગી ઉપર રહેશે.

૭ ખાસ કેળવણીના ક્ષેત્રમાં અભ્યાસ કરતા કોલેજીયન વિદ્યાર્થી વર્ગને આજના વર્તમાન પ્રગતિશીલ વિજ્ઞાનયુગમાં તેમના વાલી-વડીલો તરફથી કોઈ જુનવાણી પ્રથા પ્રણાલીકાગત મુંઝવણ હોય તો તેવા વિદ્યાર્થીઓએ આ અંકના તંત્રીના સરનામે હકીકત જણાવવી. હકીકત વાંચીને યોગ્ય જણાશે અને યોગ્ય હશે તો માર્ગદર્શન આપવામાં આવશે.

૮ સતપંથ ધર્મના સિદ્ધાંતોમાં ન માનતા હોય તેને પણ ગ્રાહક થવા ભાવના હશે તો થઈ શકશે પણ સિદ્ધાંત માટે તેમને વાદવિવાદ કરવા જેવા કોઈપણ લેખ છપાવવાનો અધિકાર નહિ મળે.



# ત્રિમાસિકનું પ્રાથમિક ઉદ્ભવ સ્થાન

## હાલમાં સંતોષપુરા કમ્પા, તા. હિંમતનગરથી

## .....પ્રગટ કરવાનું કારણ.....

**લેખકની કલમે......**

(૧) આપણા ગુજરાત વિભાગના સતપંથી સમાજના આગેવાનો ગઇ તા. ૧૧-૧૧-૬૭ ના રોજ મારા સંતોષપુરા કમ્પા મુકામે આવેલા. સમાજના અનેક સવાલોની ચર્ચા મંત્રણાઓ કરી. ત્યારે હાલના વર્તમાન સંજોગોના સમયમાં આપણા સતપંથી વડીલોએ આ ત્રિમાસીક અંક પ્રગટ કરવા માટે મને માર્ગદર્શન આપી આ અંકના તંત્રીપદેથી ફરજ અદા કરવા તેમણે મારી પસંદગી કરી. ત્યાર બાદ ફરીથી તા. ૨૦-૧૨-૬૭ના રોજ દેશાઇપુરા કમ્પા મુકામે આજુબાજુના ગૃપના સતપંથી ભાઇઓની મીટીંગ મળી. તેમાં આવા ત્રિમાસિકની હાલના સમયમાં ખાસ જરૂર છે તેવી વિચારણા કરવામાં આવી.

હાલમાં પ્રાથમીક શરૂઆતમાં દર માસે પ્રગટ ન થઈ શકે તો ત્યાં સુધીના સમય માટે ત્રિમાસિક અંક પ્રગટ કરી, જરૂરી માહિતી ધાર્મિક તેમજ સામાજીક, સતપંથી સમાજના વિકાસને લગતી માહિતી આપતા રહેવાની વિચારણા કરી. તે મુજબ આ ત્રિમાસિક અંકની શરૂઆત કરેલ છે.

(૨) આપણી જન્મભૂમિ કચ્છના વસવાટ સમય દરમ્યાન આપણા વડીલોએ તેમના સમય કાળના યુગને અનુરૂપ રહીને વહેવાર નિતી ધર્મ માટે જે પ્રકારની રીતથી જીવન વ્યતીત કરેલ, તે જમાના કરતાં આજનો વિજ્ઞાન યુગ દિન પ્રતિદિન નૂતન પરિવર્તનશીલ હોઇને આજના જમાનાને અનુરૂપ ધર્મ અને વહેવાર નિતીરીતીમાં, આચાર વિચારમાં જુની પ્રથા પ્રણાલિકાઓમાં સમયાનુકૂળ પરિવર્તન હોવું ખૂબ જરૂરી છે. જો તેમ કરવામાં નહી આવે તો આજની વર્તમાન યુગની ઉછરતી ભાવી પ્રજા અને જુનવાણીના વડીલોના ધાર્મિક વિચારોમાં કદીપણ સુમેળ સંધાશે નહિ.

માટે આપણા સ્વધર્મ નિતીનિયમનું પાલન કરીને આજના યુગને અનુરૂપ પરિવર્તન થવું ખૂબ જરૂરી છે.

(૩) આપણી જ જ્ઞાતીના કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સુધારક બંધુઓએ જે આપણા સમાજમાં સતપંથ ધર્મમાં શ્રદ્ધા રાખનારા, આપણા સતપંથ સંપ્રદાયના દરેક

ગામના સતપંથી બંધુઓ સામે આપણા સમાજમાં ધર્મના જ વિષયમાં એવી જાતની ગેરસમજુતીઓ ઉભી કરી છે અને એવી જાતનો જાગૃતિ માસિકમાં પ્રચાર કરેલ છે કે જેથી સતપંથી સમાજ માટે આજની વિજ્ઞાન યુગની ભાવી પ્રજા માટે મહાન ધર્મ સંકટ અને મુંઝવણનો પ્રશ્ન બની રહે તેમ છે. તેવા સંજોગોમાં તેમજ આપણી ધાર્મિક સતપંથ સંપ્રદાયના વહીવટ કરનારાઓ સામે જે જાતનો પ્રચાર જાગૃતિ માસિકમાં કરે છે તેમાં તેમના સામે જરાપણ દ્વેષબુદ્ધિ કે વેરભાવની વૃત્તિ નહી રાખતાં તેમનો ઉપકાર કે આભાર માની, આપણી સંસ્થાના વહીવટમાં કે સતપંથ ધર્મના ઉચ્ચ આદર્શોના પાલનમાં જે મોળપણું હોય, ગુણદોષ હોય તે તેનું અંતરિક્ષ ભાવે આત્મ નિરીક્ષણ સંશોધન કરી, જે જે ખામીઓ જોવામાં આવે, તેવી ખામીઓને લક્ષમાં લઇને તેને દૂર કરવામાં જ આપણા સદ્દગુરૂએ બતાવેલા આદર્શોનું પાલન થશે.

(૪) આ ત્રિમાસિકના પ્રથમ પ્રકાશન ખર્ચ પેટે રૂપીયા ૨૫૦) બસો પચાસ રૂપીઆનું દાન કરનાર ધાર્મિક કામમાં પ્રથમ સહાય આપનાર દેસાઇપુરા કમ્પાના સ્વ. અરજણ ભગતના સુપુત્ર ભગત સવજીભાઇ અરજણભાઇએ આ રકમની મદદ આપીને આ પ્રકાશન કાર્યમાં પ્રથમ મદદનીશ તરીકે ફાળો અર્પણ કરેલ છે.

તો તેમની મદદને આપણો સમાજ ધન્યવાદ આપશે અને તેમની જેમ અન્ય સતપંથી શૂરવીર સદ્દગૃહસ્થોને ધાર્મિક કાર્ય માટે સહાય કરવામાં એક માર્ગદર્શક બની રહેશે.

લેખકનો નમ્ર અભિપ્રાય છે કે દિનાનાથ પરમકૃપાળુ પરમાત્મા તેમને એટલે સવજી ભગતને ભવિષ્યમાં આવા કાર્યમાં વિશેષ મદદરૂપ થવા હામ, દામ અને હિંમત અને ઉદારતા બક્ષે એ જ લેખકની નમ્ર અભિલાષા.



# ...ગુરુ વંદના...

ગુરૂ બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વરમ,
ગુરૂ, સાક્ષાત પરિબ્રહ્મ, તસ્મૈ ગુરૂ દેવો નમઃ ૧

ધ્યાન મૂલં ગુરૂ મૂર્તિ, પૂજા મૂલં ગુરૂ પદમ,
મંત્ર મૂલં ગુરૂ વાકયમ, મોક્ષ મૂલં ગુરૂ કૃપા. ૨

—: દોહરા :—

પદ વંદન ગુરૂ દેવના, સકળ ગુણ ચતુર સુજાણ,
પૂરણ બ્રહ્મ દ્રષ્ટિ કરી, અચળ પુરૂષ પુરાણ. ૧

પુજન કરૂં ગુરૂ પદનું, જેથી ચૌદે લોક પુજાય,
બ્રહ્મા વિષ્ણું શકિત મળી, ગુણ ગુરૂના ગાય. ૨

કૃપા હોય જો ગુરૂ દેવની, ટળે ચોરાશીના તાપ,
જન્મ મરણની આપદા, છુટે આપો આપ. ૩

અલબેલો અવની પતી, દાતા બ્રહ્મ સ્વરૂપ,
જુગો જુગમાં જે અવતર્યો, લીધાં અનેક જ રૂપ. ૪

જે, ચારે જુગના ગોરજી, સત્ય બળ નિધાન,
તે, પ્રથમ દેશ પંજાબમાં, મુળ સ્થાન મુલતાન. ૫

વૈકુટ વાગ્યાં વધામણાં, જય જયકાર જો થાય,
સતી, જતીઓ, સૌ મળી, દર્શન કરવા જાય. ૬

ગુરૂજી આવ્યા ત્યાં થકી, ગુજરાત ગીરમટા ગામ,
પીરાઇ બતાવી પ્રેમથી, વસીયા પીરાણા ગામ. ૭

આનંદ ઉત્સવ ત્યાં થયાં, મનમાં ધારી ધીર,
સાચા સદગુરૂ આવીયા, આપ ઇમામશાહ પીર. ૮

તંત્રીની કલમે......



## સમાજનું દર્પણ

# જાગૃતિ કે અધોગતી?

(૧) સમાજમાં જાગૃતિ લાવવાના કાર્યમાં નૂતન માર્ગ અપનાવનારાઓએ એટલે કે નિતી નિયમ ઘડનારાઓએ તેમજ સમાજને નૂતન સમાચાર કે નૂતન માર્ગ બતાવવા જે સાધન પ્રકાશન તરીકે કોઈપણ લખાણ માસીકના રૂપમાં પ્રગટ કરવામાં આવે તેવા ઘડવૈયાઓએ સમાજમાં એક બીજાની લાગણીઓ ન દુભાય તેવા ઉત્તમ આચાર વિચારના લેખોને પ્રકાશનમાં સ્થાન આપવું જાઈએ.

માનવીનું સર્જન તેમજ વિસર્જન એટલે સત્ય સ્વરૂપ આત્માનો ખ્યાલ માનવીને

—: પદ :—

ગુણ ગાઈએ ગોવિંદના રે, સાંભળો શ્રોતા રે જન,
ગુરૂને ગોવિંદ કરી જાણવા રે, એ જ અખિલાનંદ શ્યામ.....ગુણ–૧

ત્રણે લોકમાં જશ ગાએ છે રે, ગુરૂ પદનાં ગાન,
આનંદ અંગમાં ઉમટે રે, લેતાં સદ્‌ગુરૂ નામ....ગુણ–૨

ત્રિધાતાપ નડે નહી રે, જાયે ભવ દુઃખ શૂળ,
બંધન સર્વે તૂટતાં રે, મળે પદ અમૂલ....ગુણ–૩

રામ કૃષ્ણ, ચંદ્ર શોભતા રે, અવતાર પાત્ર નિરવાણ,
તે પણ ગુરૂ પદ સેવતા રે, પૂ ણ ધારીને પ્રેમ....ગુણ–૪

રામચંદ્રે જેને ગુરૂ કહ્યા રે, કૃષ્ણે જોડયા રે હાથ,
તે જ સ્વામી આજે આવીયા રે, કરવા આપણાં કાજ....ગુણ–૫

બ્રહ્મ કૂળ તેને જાણવું રે, જે કૂળમાં હોય બ્રહ્મજ્ઞાન,
સેવા કીજીયે તેહની રે, થાયે મોક્ષ કલ્યાણ... ગુણ–૬

ભુલાઇ ગયેલો છે તેવું પોતાનું દૈવી અમર આત્માનું ભુલાઇ ગયેલું ભાન જાગૃત કરવા માટે ધર્મનો ઉદ્દભવ થયો છે અને સમય જતાં જીવ, જગત અને ઇશ્વર આ ત્રણ તત્વનું ચિંતન થવા લાગ્યું આમાંથી કુદરતી શકિતઓને લઇને અનેક દેવવાદ વગેરેનો જન્મ થયો. કયા દેવ મોટા છે, તે વિચારને અંતે પરમ તત્વનાં જુદાં જુદાં નામો પ્રચલીત થયાં.

આવા વાદવિવાદના ચિંતનમાંથી ભારતમાં તત્વજ્ઞાનનો ઉદ્દભવ થયો. તેમાં પરમ તત્વ એકમ 'બ્રહ્મ'ને નામે પ્રસિદ્ધ થયેલ આ પરમ તત્વને પામવા જુદા જુદા ધર્મોએ જુદા જુદા માર્ગનો નિર્દેષ કર્યો છે. આમ આજના આધુનિક યુગમાં ધાર્મિક પુસ્તકોનું પ્રકાશન ખૂબ વધી ગયું છે.

જૈન, બૌદ્ધ, વૈષ્ણવ, હિન્દુ, ઇસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોના ગ્રંથોમાં નિતીનિયમોનો ઉપદેશ આત્માના કલ્યાણાર્થે અપાયો છે. જીવાત્મા બ્રહ્મમય થાય તે માટે સગુણ અને નિર્ગુણ ભકિતનો પ્રચાર થયો છે.

સગુણ ભકિતમાં ઇશ્વરની ધ્યાનમૂર્તિ એટલે કે કોઇ મૂર્તિપૂજાનું મહાતમ માને છે. કોઇ અંતરની સાચી ભાવના ભકિતથી જ મોક્ષ સાધન તરિકે જ્યોતિ સ્વરૂપ નિરાકારને માને છે તેવા નિર્ગુણવાદીઓ સંત કબીર, આર્યસમાજ, ઇસ્લામ વગેરે પંથો પ્રચલિત છે.

(૨) સમાજ, વાતાવરણમાં વેરઝેર ન ફેલાય તે માટે ધર્મની આવશ્યકતા તો છે જ તેમાં બે મત નથી. પરંતું વર્તમાન યુગમાં ધર્મોના પેટા વિભાગો એટલે કે સંપ્રદાયો વધી ગયેલ છે. તે કારણે દરેક સંપ્રદાયના સંચાલકોનાં મન પણ સંકૂચિત મનોવૃત્તિવાળાં થઈ ગયેલાં છે. સંકૂચિત મનોવૃત્તિવાળા માણસો આમજનતાનું જનકલ્યાણ જોઇ શકતા નથી. તેઓ હરેકે પોતપોતાના સંપ્રદાય તરફ હેતભાવ અને આદરભાવ રાખવાનો વિચાર ધરાવે છે. એટલું જ નહિ પણ એક સંપ્રદાયના અનુયાયીઓ બીજાના સંપ્રદાયને તિરસ્કારે છે કે જેવા કારણે એક બીજા સાથે હળી મળી શકતા નથી. તેવા કારણે સમાજમાં મત મતાંતરો વધત ધાર્મિક બાબતે પણ મંદિરોના બાંધનારાઓમાં વેરઝેરની વૃત્તિઓના કારણે ઝગડાઓ વધીને મર્યાદા બહાર જઇને કોરટોના પણ આશરા લેવાના દાખલા ભૂતકાળના સમયમાં સમાજમાં નજરે પડે છે ત્યારે મૂળભૂત સિદ્ધાંતો કે આદર્શો મંદિરોની સ્થાપના કે રચનાનો હેતુ અને ધર્મ સિદ્ધાંતો કે આદર્શો તદ્દન ભૂલાઇ જાય છે

મંદિરોના રચનારાઓ તેમજ મંદિરોના પૂજારીઓ કે વ્યવસ્થાપકો મંદિરનું કામ સેવાવૃત્તિથી કરે તો સારૂ, પરંતુ કેટલાક લોભવૃત્તિથી છે તેમજ કેટલાક વેરઝેરની ભાવનાથી કરે છે. પણ ધર્મનું આચરણ કેવી રીતે કરવું જોઇએ તે ઘણા લોકો સારી રીતે સમજે છે છતાં સંકૂચીત મનોવૃત્તિના કારણે તેઓ પણ આદર્શોનું પાલન કરી શકતા નથી. જ્યાં

સુધી વહેવારૂ નીતિનું ધોરણ ઉંચું નહી આવે ત્યાં સુધી સમાજના લોકોને સાચું સુખ કે શાંતિ મળવાની નથી. જો કે વહેવારૂ સુખ. સંપત્તિનાં, રિદ્ધિસિદ્ધિનાં સાધનો આર્થીક રીતે વિકસાવેલાં હશે તો પણ દુષ્કર્મોનું માનસિક દુઃખ તેમને સુખેથી રહેવા દેશે નહિ એટલે કે જીવનમાં અશાંતિ જ રહેશે.

આ વર્તમાન જમાનામાં જે દુનિયાદારીના કાવાદાવામાં કુશળ હોય તેની બોલબાલા હશે અને જે ભોળા અથવા ભાવનાશીલ વિશ્વાસુ ભગતો કે જ્ઞાની હશે તેને વેદિયા મનાય છે. આવાં આજના વર્તમાન સમાજનાં મુલ્યાંકનો છે તેવાં મુલ્યાંકનોમાં પણ પરિવર્તન નહિ થાય તો ત્યાં સુધી સમાજમાં શાંતિ મેળવવી મુશ્કેલ છે.

સમાજમાં અનેક માણસો એવા પ્રવૃત્તિમય દેખાય છે કે તેમને ધર્મ કે સમાજ કલ્યાણનું કોઈપણ કાર્ય વિચારવા ફુરસદ હોતી નથી ત્યારે આવી જાતના વાતાવરણમાં જો સમાજમાં જીવનમાં આવાં ધર્મક્ષેત્રે કાર્ય કરવા તેમજ જીવનમાં શાંતિ તેમજ જ્ઞાન માર્ગની પ્રાપ્તિ કરવાનો જો વિચાર જ ન કરે તો તેવા જીવનનો હેતુ શો હોઈ શકે? શું કેવળ ધન પ્રાપ્તિનો? કે તે સિવાય કોઈ બીજો કયો ઉદ્દેશ હોઇ શકે?

ધર્મના સાચા અર્થનો એટલે કે ઉત્તમ રહેણી કરેણીનો, આચાર વિચારનો સમાજમાં જાહેર પ્રચાર થયા વિના સમાજનો ઉદ્ધાર થવો અશક્ય છે. અને ઉપર જણાવ્યા મુજબની ધન સંપતિ જ પ્રાપ્ત કરવાની લોભવૃત્તી કે તેવા મોહને અટકાવવા થોડો સંયમ, સંતોષ અને ત્યાગવૃત્તિની પણ ખાસ જરૂર છે.

ધર્મના રક્ષણ માટે, સમાજના રક્ષણ માટે તથા રાષ્ટ્રના પણ રક્ષણ માટે સાચા 'શૂરવીર' બનવાની ખાસ જરૂર છે. કહેવત છે કેઃ—

જનની જણ તો ભગત જણ, કાં દાતા કાં વીર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

તો આવા વીર બનવાની ભાવનાવાળાએ સાચા અર્થમાં વીર બનવાની જરૂર છે. જો વીર બનીને એટલે કે હુનર, ઉદ્યોગ, રિદ્ધિસીદ્ધિ સંપત્તી વિશેષ પ્રમાણમાં મેળવીને તેના પરિબળથી સમાજના નિર્બળ માનવીઓને દબાવવાની વૃત્તી હોય તો તેમાં સાચી વીરતા નથી. માટે સદગોરની શીખામણ છે 'દયા, દાન ને દિનતા જેને વાલી, તેને સહાય કરે સદા વનમાળી' તેવા જીવદયાના સિદ્ધાંતની સમજણ લોકોને મળતી રહે તેવું આચરણ થાય તો જરૂર સંપ. સુલેહ અને શાંતિનું સામ્રાજ્ય સ્થપાય. ધાર્મિક પુસ્તકો વાંચી તેમાંના આદર્શો મુજબનું જીવન જીવવામાં અને તેવાં ધાર્મિક પુસ્તકોદ્વારા ઉપદેશ અને પ્રચાર કરવામાં જ જીવનને ધન્ય લેખવું ઘટે. સત્ય, અહિંસા, સમ, દમ, સંતોષ, ત્યાગ, વૈરાગ વગેરેનું મહત્વ

લોકો સમજતા અને આચારમાં મુકતા થાય ત્યારે સમાજમાં સાચી શાંતિ અને ક્રાંતિ આવી ગણાશે.

**સમાજના રંગ અને ઢંગઃ—**

આજે વિજ્ઞાનની શોધોના પરિણામે વિજ્ઞાનીક સાધનો ઝડપી વાહન વહેવાર. રેડીયો, ચિત્રપટ, સીનેમા, નાટયગૃહો, છાપખાનાં વગેરે પ્રવૃત્તિઓ પ્રગતીશીલ કાર્ય કરી રહેલ છે. જીવન જરૂરીયાતની ચીજો તેમજ મનોરંજન સાધનો, આજના યુગનાં યુવક યુવતીઓના મનોરંજન, પહેરવેશ સીનેમા નટનટીઓના અનુકરણને પ્રતાપે નવી ફેશનનો યુગ નજરે જોઈ રહ્યા છીએ ત્યારે આજના સમાજનાં યુવક યુવતીઓ કઈ દિશા તરફ પ્રગતિ કરી રહેલ છે તે પણ સમાજના નૂતન વિચારશીલ ઘડવૈયાઓએ આ તરફે પણ દુર્લક્ષ રાખવું તે હિતાવહ નથી.

**સાહિત્યની જરૂરીયાત અને ઉદ્દેશઃ—**

આજના સમાજનું ચિત્ર સમાજમાં પ્રગટ રીતે દેખાડતું સાધન એ સાહિત્ય મુખ્ય સાધન મનાય છે તેવા પ્રકાશનમાં સમાજના ચિત્રની રજૂઆત કેવી રીતે હોવી જોઇએ, તેનો આધાર સાહિત્યના લખનાર લેખકના અભ્યાસની, અનુભવની રચના ઉપર હોય છે. આજનો સાહિત્યકાર સમાજમાં નજરે પડતાં તમામ દ્રશ્યો કે સારી નરસી પ્રવૃત્તિઓમાં માત્ર ઉપરછલી કલ્પનાઓ એટલે કે જાતે અનુભવ્યા સિવાય વાતાવરણ ઉપરથી દોરવાઈ જઇને માની લીધેલી અફવાઓ તરફે પણ દોરવાઈ ન જતાં તેમાં સારાસારનો અભ્યાસ કરીને કે જે બીનાથી સમાજ વધુ સંસ્કારી બને તેવી ભાવના ઉત્પન્ન થાય તેવી જાતની હકીકતો પ્રકાશનમાં કે સાહિત્યમાં પ્રગટ થવી જોઈએ આવાં પ્રકાશનમાં સીધેસીધો ઉપદેશ ભલે ન હોય, પરંતુ આડકતરી રીતે પણ નિર્દેશ કરી શકાય તે પણ હિતાવહ છે તેવું મારૂં માનવું છે.

**સાહિત્ય સાથેનું જીવનઃ—**

સાહિત્યની રચના એ સમાજના માનવીઓના જીવનમાંથી જ થાય છે. તેથી તેવાં સાહિત્યોનો અભ્યાસ કરવાથી સમાજ જીવનમાં સુખી કે દુઃખી બન્ને પાસાંઓનું દર્શન તેમાં કરી શકાય છે તેમજ બીજાના અનુભવોનો લાભ પણ લઈ શકાય છે. આમ આવું સાહિત્ય સમાજ જીવનના રોજીંદા પ્રસંગોની રજુઆત પણ કરી શકે છે તેમજ સમાજના વર્તમાન જીવનનો ચિતાર પણ રજૂ કરી શકે છે. આવા આદર્શવાદી સાહિત્યમાં લેખકો અથવા કવિઓ કોઇ અવનવી સર્જન શક્તિ પ્રગટ કરી શકે છે અને સમાજનાં પાત્રો દ્વારા આદર્શ જીવનનું મહાતમ સમજાવી શકે છે. સમાજના પ્રગતીશીલ જીવનના પ્રસંગોની

જાહેરાત પણ લેખકો તથા કવિઓ જાહેર ચિતાર આપીને અંતમાં આદર્શવાદી જીવનની કલ્પનાઓ રજૂ કરી શકે છે.

તો કહેવાનો મતલબ કે ધાર્મિક સાહિત્યના સુવિચારો સમાજના જીવનને સુમાર્ગે લઈ જાય છે તેમાં જ પોતાનું, સમાજનું, દેશનું પણ કલ્યાણ થાય છે. આમ આવાં સાહિત્યનો અભ્યાસ કરવાથી તરેહ તરેહના વિષયોનું એટલે કે જ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણીત, તર્કશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે વિષે ઘણું જાણવાનું મળે છે અને તે જ્ઞાન જીવનમાં ઉપયોગી થાય છે. આમ આ અભ્યાસથી વિચારતાં સાહિત્ય વિનાનું જીવન કૂવામાંના દેડકાં જેવું લાગે છે. માનવ જીવનમાં બનતા સુખ-દુઃખ, રાગ-દ્વેષ, આનંદ-પ્રમોદ વગેરેના અનેક પ્રસંગો સાહિત્ય દ્વારા જાણી શકાય છે તેવું આજના વર્તમાન સમયના અભ્યાસથી મારૂં માનવું છે.

**સર્વોત્તમ સાહિત્યકાર : ગાંધીજીઃ—**

સ્વ. ગાંધીજીએ સાદી ભાષામાં સાહિત્યની રચના કરી એટલે તેમનું અનુકરણ કરીને આજના સાહિત્યકારોએ અઘરી ભાષા તથા અલંકારોનો ત્યાગ કર્યો. તેમના અનુરૂપ સાહિત્યની રચનાઓ કરવા માંડી, પરંતુ તેવા સાહિત્ય નિર્માતાઓની કદર કરનાર બહુ ઓછા હોય છે. સાહિત્યકાર કે લેખકની કિતાબોમાં જ લેખકના જીવનનું પ્રતિબિંબ દેખાય છે. જેવા લેખકના સંસ્કાર, જેવો લેખકનો અભ્યાસ કે અનુભવ તેવું જ તેનું લખાણ હોય છે. તેના ચારિત્રનું દર્શન તેની કિતાબોમાં થાય છે. નરસીંહ મહેતા, કબીર વગેરેનાં જીવન પ્રેમ સ્વરૂપ ભક્તિભાવનાં હતાં એટલે તેમની કિતાબોમાં તેવી ભક્તિની ભાવના કે પ્રેમરસ દેખાય છે. કવિ નર્મદાશંકરનું જીવન દેશભક્તિ, વીરનર સમાન હતું. તેથી તેમના સાહિત્યમાં દેશભક્તિ તથા વીરતાનાં દર્શન થયાં. આમ સાહિત્યના ક્ષેત્રે અભ્યાસ કરનારાઓને તેવાં સાહિત્યોનો અભ્યાસ કરવાથી તેઓ તે સમયના કાળે સમાજનાં દૂષણો કેમ દૂર કરાવી શકયા તે સમજવામાં આવશે.

આમ સાહિત્યના વિષે વર્તમાન સમયમાં મારો ચાલુ અભ્યાસ આ મુજબનો લખી જણાવવામાં કોઇને એટલે કે દરેકને કદાચ આ વિષય પસંદ ન પણ હોય છતાં સમાજમાં મોટાભાગે મારૂં માનવું છે કે આ વિષયને આવકાર મળશે તેવી આશા અને શ્રદ્ધા છે.

લેખક,
**અભ્યાસી અંતરઆત્મા**
નિમિત્તઃ-રવજીભાઇ પટેલ

# સંપ્રદાયો તેમજ અવતારનું રહસ્ય

(૧) હાલના વર્તમાન વિજ્ઞાનયુગના તત્વજ્ઞાનીઓની ફીલસુફીઓની દ્રષ્ટિએ સાયન્સ પદ્ધતિથી જો સમયકાળની ગણત્રીનો વિચાર કરવામાં આવે તો તે દ્રષ્ટિએ આ જગતની ઉત્પતીકાળની ગણત્રીની હકીકતમાં સમયકાળની જે મર્યાદા કલકે તેમજ છેવટે ચાર જુગનાં વર્ષોની પ્રમાણની ગણત્રીના આંકડાઓને પણ મનકલ્પીત જ આંકડા માનવામાં આવે છે અને સમયકાળની કોઇ મર્યાદા ચોક્કસ આંકડાની વર્ણવી શકાય નહી તેમ માનવામાં આવે છે.

(૨) ત્યારે તેના સામે જે વેદ પુરાણના અભ્યાસી કે જે મહાન વિદ્વાનો છે તેમણે જગતની ઉત્પતીના સમયકાળમાં છેવટના ખલીફા કલકના ચાર જુગનું પ્રમાણ (૧) કર્તા જુગનું પ્રમાણ સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર વર્ષ (૨) ત્રેતાયુગનું પ્રમાણ બાર લાખ છનુ હજાર વર્ષ (૩) દ્વાપર યુગનું પ્રમાણ આઠ લાખ ચોસઠ હજાર વર્ષ (૪) કળીયુગનું પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ. તેવા વિદ્વાનોએ તેમનાં સાહિત્યોમાં વર્ણવેલ છે.

આમ વેદાંતી વિદ્વાનોની ઇતીહાસ કાળની સમય મર્યાદાની ગણત્રીને કોઇ બ્રહ્મવેતા તત્ત્વજ્ઞાનીઓ નાનજીભાઈ કાનજીભાઈ જેવા અગર સ્વામી માધવતીર્થ જેવા વિદ્વાનોના મતથી એવાં પ્રમાણને કલ્પીત કહીને વખોડી કાઢે તેથી તેવી કે જે સત્ય બાબતને કાંઈપણ કલંક લાગવાનું નથી.

(૩) આમ આ ચાર જુગમાં જ્યારે શ્રી આદ નારાયણની ત્રિગુણી માયા, સત્વગુણી વિષ્ણુ ભગવાન રજોગુણી બ્રહ્મા, તમે ગુણી મહાદેવ આ ત્રિગુણી માયાને જગતની ઉત્પતીનું મુળ આદિકારણ મનાય છે તેવા વિષ્ણુ સ્વરૂપ ભગવાનને મનુષ્ય શરીરે માતાના ગર્ભમાં કષ્ટ વેઠી અવતાર ધારણ કરવાનું શું પ્રયોજન કે કારણ હશે? તેના માટે આજના વર્તમાન યુગના તત્વજ્ઞાની ફીલસુફીઓએ આવા અવતારી કથાઓનાં પુરાણો-શાસ્ત્રોને લેખકે ની મનકલ્પીત કલ્પનાઓનાં ઉદાહરણો છે તેવું કહીને તે વિષ્ણુ ભગવાનના અવતારોની હાંસી કે અવગણના કરવા જરાપણ અચકાયા નથી. અને વિવેકબુદ્ધિથી મર્યાદા પણ રાખી નથી અને તેવી અવગણના કરનારા મહાત્માઓ પૈકી સ્વ સ્વામી માધવતીર્થ જેવા તત્વજ્ઞાનીઓના સ્વમુખેથી તેમની હયાતીમાં તેમની કથાઓના પ્રસંગોમાં જાતે અનુભવથી મેં સાંભળેલ છે. એવો પ્રત્યક્ષ અનુભવ છે. તેમની દ્રષ્ટિ તેમને મુબારક.

(૪) ત્યારે આટલો ખુલાસો કરીને ઉદાહરણ વેદાંતના પુસ્તકોમાંથી આપું છું કે શ્રી

વિષ્ણુ ભગવાનને દશ અવતાર લેવાનું પ્રયોજન નિમિત્ત કારણ શું છે? અને તેમણે માતાના ગર્ભવાસમાં જન્મ લીધેલ છે તે શા માટે! તે હકીકત સમજવા માટે પ્રમાણ પુસ્તક આપણને સર્વમાન્ય પ્રમાણ પુસ્તક શ્રી જ્ઞાનેશ્વરી શ્રીમદ ભગવદગીતા તે પ્રમાણ પુસ્તક છે. કે જે છપાયા પ્રગટ થયા સમય સન ૧૯૫૫ આવૃતી ૧૦ મીના અધ્યાય ૧૧ પાન ૩૩૫ ના પરિશિષ્ટમાં લખ્યું છે કે સતયુગના પ્રારંભમાં મહાન ભગત અંબરીષ રાજાએ તપશ્ચર્યા કરેલી તેની પૂર્ણાહુતી પ્રસંગે દેવો-ઋષીઓને આમંત્રણ હતાં. તેમાં એક ઋષીએ તે સમયકાળે ક્રોધથી ગુસ્સામાં યજ્ઞ કરનાર અંબરીષ રાજાને જ શ્રાપ આપેલો. આમ જગતમાં અનેક યોનીઓમાં જન્મ લેવા તે ઋષીએ અંબરીષ રાજાને શ્રાપ આપતાં અંબરીષ રાજા આવા શ્રાપનું નિવારણ કરવા વિષ્ણુ ભગવાનનું શરણ લે છે. વિષ્ણુ ભગવાન ભગતના શ્રાપ નિવરણના કારણે ભગતને મનુષ્યની યોનીઓમાં વારંવાર જન્મની પીડા ન આપતાં તેમાંથી મુક્ત આપી તેવા ભગતની વતીથી પોતે જ દશ અવતાર (૧) મત્સ્ય, (૨) કૂર્મ, (૩) વરાહ, (૪) નરસિંહ, (૫) વામન, (૬) પરશુરામ, (૭) રામ, (૮) કૃષ્ણ, (૯) બુદ્ધ અને (૧૦) કલંકી અવતાર લેશે આમ નવ અવતારો થઇ ગયા અને દશમો કલંકી અવતાર થવાનો છે આમ ભગવાન શ્રી વિષ્ણુ ભગવાન એવા ભગતોના ઉદ્ધારને કારણે અને બીજા અનેક ભગતોના ઉદ્ધારને કારણે મનુષ્ય યોનીમાં ગર્ભવાસની પીડા ભોગવીને માતાની કુખે જન્મ લે છે. આવું સ્પષ્ટ ઉદાહરણ શ્રી જ્ઞાનેશ્વર ભગવદગીતામાંથી જે કોઇ વાંચકોને જોવા ઇચ્છા થાય તેમણે ઉપર બતાવેલ નોંધ પાને જોઇ લેવા વિનંતી છે.

આમ આવા શ્રી વિષ્ણુ ભગવાનની અવતારી યોજના જે નિયમાનુસાર પુરાણો-શાસ્ત્રોમાં વર્ણવેલ છે તેને કલ્પીત કહેનારા ગમે તેમ કહે તેના સામે વાદવિવાદ કરવાનો આપણો કોઈ ઉદ્દેશ નથી અને અવકાશ પણ નથી. તો સતપંથના માર્ગ તરફે આગળ જતા સાધકો માટે આટલી બીના આપવાની ખાસ જરૂરીયાત જણાયાથી આપેલ છે. સાર ગ્રહણ કરશો.

---

## —: અગત્યની ખુશ ખબર :—

કચ્છ જીલ્લામાં નાના અંગીઆ મુકામે નાના અંગીઆ ગામના સતપંથી બંધુઓએ જુના મંદિરમાંથી રીપેર કરી નવું સતપંથી મંદિર બંધાવીને તેનું ઉદ્દઘાટન આગામી તા. ૫ તથા ૬-૨-૬૮ના રોજ કરવા જાણવા મળેલ છે.

કચ્છમાં તેમજ ગુજરાત વિભાગના સાબરકાંઠા જીલ્લામાં તમામ કમ્પાઓના સતપંથી ભાઇઓને તેમજ સુરત, ખંભાત, ખાનદેશના સતપંથી બંધુઓને નિમંત્રણ પાઠવી આજના વર્તમાન યુગના વાતાવરણને અનુરૂપ આ સતપંથી મંદિરનું ઉદ્દઘાટન કરવા તેમણે આશા રાખી છે. તો ખાસ સતપંથી જીજ્ઞાસુ હોય તેને આ ત્રિમાસીકમાં આ જાહેરાત આપી નિમંત્રણ આપવામાં આવે છે. ભૂજથી અંગીઆ ગામે બસ વહેવાર ચાલુ છે. એજ.

—લેખક નિ. અંતરઆત્મા

# ત્રિમાસિક પ્રકાશનનો હેતુ

## સતપંથી બંધુઓને જાણવા જોગ માહિતી

....અભ્યાસની નજરે....

: લેખક :

અભ્યાસી અંતરઆત્માની કલમે...

(૧) આજના વર્તમાન વિજ્ઞાનયુગમાં ભારત તેમજ દેશ વિદેશમાં અનેક ધાર્મિક સંપ્રદાયો અને મંડળો પ્રચલિત છે. દરેક સંપ્રદાયોને સમયાનુંકૂળ મળેલા પોત પોતાના ઉપદેશકો, ગુરૂઓની છત્રછાયા નીચે જે જે ધાર્મિક સંપ્રદાયો હાલમાં પ્રચલીત છે તે તે સંપ્રદાયોના સાધકો તરફથી પોત પોતાના સંપ્રદાયીક આદર્શો અને સિદ્ધાંતોના પ્રચાર માટે મુખ્ય સાધન વ્યવસ્થિત મંડળ દ્વારા વિવિધ જાતનાં પુસ્તકો અને અન્ય માસીક પ્રકાશનો પ્રગટ કરતા રહે છે કે જેનાથી આપણે સૌ કોઈ અજાણ નથી.

(૨) હાલના વર્તમાન યુગના વિજ્ઞાનીક વિચારોના ફીલસુફીઓના મત પ્રમાણે તેમજ આધ્યાત્મિક ભૂમિકામાં આગળ વધેલા, જેવા કે સંત કબીર વગેરે સુફી મતના મહાન પુરૂષોના મત પ્રમાણે કોઇપણ વ્યક્તિગત સંપ્રદાયને મહત્વનું સ્થાન આપી આવા ધાર્મિક માસીકમાં એક જ સંપ્રદાય તરફે વલણ લેવું તે તત્વજ્ઞાની દ્રષ્ટાઓની દ્રષ્ટિએ 'સંકુચિત ભાવના' માની શકાય તેમાં જરાપણ બે મત નથી. પરંતુ આમ તેવું સમજવા છતાં, તદઉપરાંત તેવા તત્વજ્ઞાનીઓનાં તમામ સાહિત્યોનો થોડો ઘણો અભ્યાસ કરીને તદઉપરાંત દરેક સંપ્રદાયો તરફ વિશાળ દ્રષ્ટિ રાખીને કોઇપણ ધર્મ કે સંપ્રદાયની ટીકા, નીંદા કે અવગણના પણ ન કરતાં દરેક પ્રત્યે સદભાવ, પૂજ્યભાવ, વિશ્વબંધુત્વની ભાવના રાખીને હાલના વર્તમાન યુગના સમયમાં મારા અભ્યાસની અનુભવની કલમે આ ત્રિમાસીકમાં આ વર્તમાન યુગની વર્તમાન શ્રી સતપંથ ધર્મની સંપ્રદાય બાબતે લખવાની આજના સંજોગો મને ફરજ પાડે છે ત્યારે તેનું મુખ્ય કારણ એ છે કેઃ—

(૩) જેમ દ્વાપર યુગના સમયમાં શ્રી કૃષ્ણ ભગવાને તેમના સખા ભગત શ્રી અર્જૂનને તે કાળે 'સ્વધર્મ' પાલનનો ઉપદેશ આપ્યો હતો; તેમ તેવા જ નિયમ અનુસાર આ ત્રિમાસીક અંકમાં જે પ્રથમ મંગલાચરણમાં પદો અને દુહાઓમાં જણાવેલા બ્રહ્મસ્વરૂપ સદગુરૂ શ્રી ઇમામશાહ બાબાની કૃપાથી તેમના ગુણ ગાવા અને તેમના જ મહાન આદર્શો અને સિદ્ધાંતોને પ્રગટ કરવાની, આજના સતપંથ સંપ્રદાયના સમાજ વાતાવરણના અભ્યાસથી સંજોગો મને ફરજ પાડે છે. તેથી પ્રથમ તો મારા 'સ્વધર્મ' વિષે મારા મનને સમજવા સાથે સાથે આ સદગુરૂના આદર્શો કે સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખનારા મારા આ લખાણના વાંચક મિત્રોને તેમના 'સ્વધર્મ' માટે તેઓ સૌને પણ સમજવા મુખ્ય સાધન આ ત્રિમાસીક અંક મદદરૂપ અને ઉપયોગી થશે તેવા હેતુની મારી ફરજ બજવવાથી મારા 'સ્વધર્મ'નું પાલન થશે. મારા સ્વધર્મને આચારમાં મુકાય છે તેમ મારા મનને સંતોષ થશે.

## સતપંથ સંપ્રદાયના આદર્શો અને સિદ્ધાંતો પ્રગટ કરનાર આદિ બ્રહ્મ સ્વરૂપ

# શ્રી ગુરૂ ઈમામશાહ બાવાનું સ્થાન તેમજ સમય

(૧) ભારતમાં મોગલ બાદશાહોના ૫૫૦ વર્ષ પહેલાંના ઇતિહાસ કાળના સમયમાં જ્યારે મુસલમાન બાદશાહોમાં ઇસ્લામ ધર્મના સિદ્ધાંતો એ છે, કે, જે ઇસ્લામ ધર્મના પ્રગટ ઉપદેશક પ્રથમ પશ્ચિમના ઇરાન, અરબસ્તાનમાં મક્કા અને મદીનામાં મહંમદ પેગમ્બર સાહેબે કુદરતની ગેબી વાણીનો સ્વમુખેથી ઉપદેશ આપી જે બોધવચન પ્રગટ કર્યા હતાં, તે જ પવિત્ર દૈવી વાણી કુરાન છે. કે જે કિતાબ ઇસ્લામ ધર્મના માટે આદર્શ અને ધ્યેયરૂપ પુસ્તક મનાયું છે. તેનાથી આજના વિદ્વાનો, સાહિત્યકારો સૌ કોઇ સુજાણ છે.

(૨) તેવા મહંમદ પયગમ્બર સાહેબના ઉપદેશવચનો કે બોધવચનો કુરાન જેવી પવિત્ર કીતાબોમાં લખાયેલાં હોવા છતાં સમયકાળના વહેણ સાથે બદલાતા જગતમાં માયાના પરિબળે મોગલ બાદશાહોના શાસનકાળમાં મુસલમાન કોમમાં પણ ઇસ્લામ ધર્મના આદર્શો કે ધર્મનો લોપ થઈ ગયેલો હતો. તેથી તે સમયના મુસલમાન બાદશાહોએ જ્યારે પોતાના સામ્રાજ્યના સત્તાના મદમાં ધર્મ નિતીની મર્યાદા મુકી હતી અને અત્યાચાર અને જુલમી સત્તાની જમાવટ કરી હતી. તેવા સમયકાળમાં અમદાવાદમાં તે વખતના સામ્રાજ્ય ભોગવતા મહમદ બેગડાના શાસનકાળ વખતે ઈસ્લામ કોમની સંસ્કૃતિમાં જ દૈવી શક્તિનો પરચો બતાવવા તેમજ મહંમદ પેગમ્બર સાહેબના આદર્શોને પ્રગટ કરવા ઈસ્લામ જ્ઞાતિમાં સૈયદ કુળમાં સદગુરૂ બ્રહ્મ સ્વરૂપ શ્રી ગુરૂ ઈમામશાહ બાવાનો જન્મ થયો. તેમણે અમદાવાદની દક્ષિણે સાબરમતીના કિનારે જે ભૂમિમાં દૈવી અવતાર લઇને પ્રગટ લીલા કરી છે અને તે સમયકાળના મનુષ્યોને સદમાર્ગ તરફ વાળવા જે ભૂમિ સ્થાનેથી ઉપદેશ આપ્યો છે તે ઉપદેશથી તે સમયકાળના મનુષ્યોએ તેમને પ્રગટ અવતારી પુરૂષ માનીને તેમની પીરાઇઓ ચમત્કારીક જેવી લાગવાથી તેમને પ્રગટ પીર આ ભૂમિમાં પધાર્યા છે, તેથી આ ભૂમિનું આ ગામનું નામ પીરાણા શુભ નામ પસંદ કરેલું. આમ સંવત ૧૫૨૫ ના સમય કાળમાં પીરાણા ગામમાં આ પ્રગટ પીર સદગુરૂ શ્રી ઇમામશાહ બાવાના નામથી પવિત્ર યાદગાર નિશાની તેમની સમાધીને સ્મૃતિરૂપ પૂજ્ય માનીને તેમના નામથી જે ધામ બંધાવ્યું તેને અરબી ભાષામાં **'ઇમામશાહ બાલાના રોજાનું ધામ'** આ નામથી ઉપમા આપી તેમના નામથી તેમના સાધકોએ વ્યવસ્થિત સંસ્થા અને સંપ્રદાયની સ્થાપના આ પીરાણા ગામે થઈ અને તે સમયથી જ ભારતમાં સુપ્રસિદ્ધ થયેલી છે.

(૩) આવા દૈવી મહાન પેગમ્બરોએ ઇસ્લામ કોમની સંસ્કૃતિમાં જન્મ લઇને જે તેમની અરબી ભાષામાં તત્વસાર વેદાંતની તત્વજ્ઞાનની વાણીનો તે સમયના કાળે

બ્રહ્મ ઉપદેશ આપ્યો તે સમયના કાળમાં તેમની દૈવી વાણીનો પ્રભાવ, કે જે મહંમદ પેગમ્બર સાહેબે ઈરાન, અરબસ્તાન, મક્કા, મદિના વગેરે પશ્ચિમના દેશોની ધાર્મિક સંસ્કૃતિ કાળે કરીને આ ભારતની ભૂમીમાં ગુજરાતમાં પ્રથમ પંજાબ, મુલતાન વગેરે સ્થાનેથી પરિવર્તન કરીને છેવટના ભારતમાં ગુજરાતમાં કચ્છ, કાઠીયાવાડ વિભાગ, અમદાવાદ વિભાગ, ભાવનગર વિભાગ. સાબરકાંઠા જીલ્લા વિભાગ, ચરોતર વિભાગ, ખેડા જીલ્લો, સુરત. ભરૂચ ખંભાત, પૂર્વ ખાનદેશ, પશ્ચિમ ખાનદેશ વગેરે વિભાગમાં આ સતપંથ ધર્મના આદર્શો કે સિદ્ધાંતોને માનનારાઓ આ સતપંથ ધર્મની સંપ્રદાયનું સ્થાન મુખ્ય જે આ પીરાણા ગામે હોવાથી આમ આ દરેક વિભાગના ભાવિક સાધકો માટે એક યાત્રાનું પવિત્ર સ્થાન મનાવા લાગ્યું.

(૪) ઇસ્લામની સંસ્કૃતીમાં સૈયદ કુળમાં જન્મ લેનાર **શ્રી ગુરૂ ઇમામશાહ બાવાને** તે સમયના કાળમાં તેમના જ કુળજ્ઞાતિના સૈયદોના તેમના કુટુંબીજનોનો વૃત્તાંત ઇતીહાસ કે જેના તરફ ખાસ ધ્યાન દોરવવાનું કારણ એ છે કે જેમ દ્વાપર યુગમાં **શ્રી** કૃષ્ણ ભગવાનનો પ્રગટ અવતાર ભરવાડ જ્ઞાતીમાં હોવાનું વેદપુરાણ વર્ણવે છે. તે સમયે તેમના સખા ભગતો ક્ષત્રીય જ્ઞાતિમાં કે જે કૃષ્ણ ભગવાનની કુળ જ્ઞાતિ કરતાં ઉંચ કુળ જ્ઞાતિ ક્ષત્રીય કુળ મનાતું.

ક્ષત્રીય કુળમાં જન્મેલા એક જ કુટુંબના કૌરવો અને પાંડવોનાં જીવન ચરિત્ર તે સમયના તેમના વર્તમાન કાળમાં તેની પ્રગટ લીલાને કોઇપણ સમજી શકવા સમર્થ ન હતા. તેમ છતાં પાંડવો ક્ષત્રીય જ્ઞાતિના અને તેમણે ભરવાડ જ્ઞાતિના કૃષ્ણ ભગવાનને પોતાના પ્રાણના આધાર સમા પ્રાણપ્રિય માની પૂજ્ય માનતા, તેમની આવી વર્ણમાં ભેદ છતાં આચારમાં એકરૂપતાની નિતી કૌરવોને કંટકરૂપ લાગતી હતી. તે વિગતનાં વર્ણન મહાભારત જેવા વિશાળ દળદાર ગ્રંથોમાં પ્રખ્યાત થયેલ છે.

(૫) તેવી જ લીલા કે માયા, કુળ જ્ઞાતિના ભેદની સૈયદોની કોમના **શ્રી સદગુરૂ ઇમામશાહ બાવાએ** તે સમયના કાળે વહેવારના આચાર વિચારમાં જે ખુદ **શ્રી સદગુરૂ ઇમામશાહ બાવાએ** જે રીતભાત અપનાવેલી હતી તેવી રીતભાત કે આચાર વહેવારથી તેમની જ જ્ઞાતિના સૈયદો એટલે કે તેમના જ કુળના કુટુંબીજનોએ તેવા દૈવી પેગમ્બર પુરૂષનાં બોધ વચનો સામે સખત વાંધા અને ઝગડાઓ કરેલ છે. ઉદાહરણરૂપે મહંમદ પેગમ્બર સાહેબનું જીવન ચરિત્ર વાંચવાથી સ્પષ્ટ આ બાબત સમજવામાં આવશે કે તે સમયના કાળમાં મહંમદ પેગમ્બરના કુટુંબીજનોએ જ તેમની કપરી કસોટી કરીને મહાન દુ:ખ અને વેદનાઓમાંથી જીવન પસાર કરેલ. આમ તેમની કસોટી કરી. તેમ છતાં તેમનો દૈવી સ્વભાવ અપકારનો ઉપકાર કરી ગયા છે.

(૬) તેવા જ નિયમ અનુસાર **શ્રી સદગુરૂ ઇમામશાહ બાવાના** વારસદાર સૈયદો પોતાના જ કૂળના હોવા છતાં તેમની નિતી, આચાર વિચાર દૈવી સંસ્કૃતીના કરતાં ઉલટી હોવાના કારણે પોતાના જ વારસદારોને આ **પીરાણા** રોજા સંસ્થાના વહીવટનો કારભાર સૈયદ કોમના હસ્તે ન સોંપતાં કચ્છની ભૂમીમાં વસતા કડવા પાટીદાર જ્ઞાતિ કોમમાં જે કોઇ સાધક સન્યાસી ત્યાગી અને વૈરાગી હોય તેવા સાધકોની પસંદગી કરી તેમના નામ નિમિત્તથી સંસ્થાનો તમામ કારભાર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને કે જે આપણા ભૂતકાળ સમયના પૂર્વજો વડીલોના હસ્તે સોંપાયેલો હતો. કચ્છ ભૂમીમાં વસતા તે સમયના આપણા વડીલોના જીવન વૃત્તાંત તરફ નજર કરીશું તો સ્વાભાવિકરીતે તે જમાનામાં કેળવણી, અભ્યાસ અને આજના જમાના મુજબનું જ્ઞાન તે સમયના જુનવાણી વડીલોના જીવનમાં ખામીરૂપ જણાય તેમાં બે મત નથી.

(૭) તેમ છતાં કુદરતની અસિમ કૃપા અને પ્રેરણાથી પૂર્વ ભવની શુભ કરણીના પ્રારબ્ધ કર્મના નિયમ અનુસાર જ્યારે આ સંપ્રદાયના સદગુરૂની સતપંથ ધર્મની સંસ્થા સાથે આંતરીક ભાવનાથી વડીલોનો નિકટનો સંબંધ જોડાય છે. ત્યારે તેવા વડીલો **'સ્વધર્મ'** પાલન માટે આપણા વડીલોના **'સ્વધર્મ'** પ્રત્યેની શ્રદ્ધામાં મક્કમતા હોવાથી, જ્યારે વિધર્મીઓ ધર્મ બાબતે સમાજમાં વાદવિવાદ ઝગડાઓ કરી એવા તો સતાવે છે ક જે સમયને ધર્મસંકટનો સમય પણ કહી શકાય કે જે કાળે સતપંથ ધર્મ પાળનારને પોતાની જાતનાં બલીદાન આપવાની અનીવાર્ય સંજોગોએ ફરજ પડેલી તેમ છતાં આપણા વડીલો બીન કેળવાયેલા હોવા છતાં તેવા જુલ્મો સહન કરીને ધર્મ પ્રત્યે આત્મશ્રદ્ધા એકનિષ્ઠા પૂર્વક આ સતપંથ ધર્મ, કે સંપ્રદાયને સ્વધર્મ પાલન માનીને ચલાવી શકયા છે તે માટે આજના યુગના સતપંથી યુવાનોએ પોતાના વડીલો માટે ગૌરવ લેવા જેવી હકીકત છે.

(૮) આપણા વડીલોએ તેમની આવડગત પ્રમાણે આ **પીરાણા** ગામે આ સતપંથ ધર્મની સંપ્રદાય સંસ્થાની સ્થાવર મિલ્કત કે સંપ્રદાયના બીજા અનેક પ્રકારના વહીવટ અને વ્યવસ્થા કરી શકયા છે તે માટે ધન્યાવાદ આપવો ઘટે છે.

આપણા પાટીદાર જ્ઞાતીના સુધારક બંધુઓએ પચાસ વર્ષના ભુતકાળના સમયમાં પ્રથમ સ્વ. નારણભાઇ રામજીભાઇએ તે સમયના કેટલાક કોમવાદી વિદ્વાનોની ઉશ્કેરણીથી દોરવાઇને આ સંસ્થા પ્રત્યે શંકા અને ભ્રમણા થવાથી પોતાને અભાવ થવાથી તેમણે ધર્મ પરિવર્તન કર્યું. અને આપણા વડીલો કે જે સંસ્થાનો વહીવટ કરે છે તેમને આ સંસ્થા છોડી દેવા પરિવર્તન કરાવવા અત્યાર સુધી ખુબ પ્રયત્ન કર્યાં છે તે આપ સૌથી અજાણ નથી. હાલમાં તેનું વર્ણન વિશેષ ન કરતાં ટુંકમાં જણાવવાનું કે ધનસુરાથી

પ્રગટ થતા જાગૃતિ માસિકમાં આપણા સતપંથ ધર્મની સંસ્થા બાબતે જ વાદવિવાદ કરવાની તેમણે દિવાળીના દિપોત્સવી અંકમાં પણ જાહેરાતો કરી છે અને તેમ કરવાથી તેઓ પોતાના '**સ્વધર્મ**'નું પાલન કરીને કર્તવ્ય બજાવ્યું તેમ માને છે; આવી તેમની છેવટની ખુલ્લી જાહેરાત વાંચીને આપણને સતપંથી બંધુઓએ આવી તેમની પ્રકૃતી ગુણના સ્વભાવ સામે કોઈપણ જાતનો વાદવિવાદ કે મંત્રણા કે ચર્ચા ન કરતાં તેમને તેમના માસિકમાં સતપંથ ધર્મ વિષે જેવી જાતનો ખુલ્લો પ્રચાર કે ભષ્ટાચાર પીરાણાનું પોળ બહાર પાડવાની મુરાદ પાર પાડવા આપણી જરાપણ શેહ કે શરમ ન રાખે જેવી જાતનો પ્રચાર કરવો હોય તેવી તેમને છુટ હોય છે. આમ તે ધનસુરા જાગૃતિ અંકના તંત્રીને આ નૂતન વર્ષની મુબારકબાદી આપીએ.

પરંતૂ આપણા સતપંથી ભાઇઓને વિનંતી કરવામાં આવે છે કેઃ— આપણા સદગુરૂના સદઉપદેશની તરફ આદર્શો તરફ નજર કરીને આપણે આપણા આચાર વિચાર ગુણદોષનું આત્મ નિરીક્ષણ કરીને આપણા '**સ્વધર્મ**' પાલન માટે આપણા સતપંથ સમાજને માર્ગદર્શન આપવા માટે જરૂરી માહીતી આ ત્રિમાસિક અંકમાં પ્રગટ કરીને સતપંથી સાધકો પોતાનો '**સ્વધર્મ**' જે ગૌરવવંતો ધર્મ છે, તેને દિપાવશો. તેવી મારી વિનંતિ છે.

## સતપંથી સાધકોને ખાસ જાણવા જોગ શુભ પ્રસંગ.....

૧—હિંમતનગર તાલુકાના **સોનાસન સ્ટેશન** મુકામે **એક સતપંથી ભાઈશ્રી** કવી. નાનજીભાઈ (ઉર્ફે) રામજીભાઈ સવદાસભાઈએ અખંડ ૬ માસ સુધી અલ્પ આહાર ૬ માસ સુધી પંચકેસ રાખી એકજ આસને બેસી યોગ સાધના કરેલ. તે કારણ નિમિત્તે ખુશાલીમાં પુર્ણાહુતિ પ્રસંગે ગઈ તા. ૨-૧૨-૬૭ના દિને ગુજરાતના તેમજ કચ્છના સતપંથી સદગૃસ્થોને નિમંત્રણ આપેલ.

૨—આ પ્રસંગે કચ્છમાંથી તેમજ ગુજરાત સાબરકાંઠા જીલ્લાના જુદાજુદા ૬૦ કમ્પાઓમાંના ખાસ જીજ્ઞાસુ સતપંથી સાધકોએ હાજરી આપી હતી. સાંજના ત્રણ વાગ્યાથી પાંચ વાગ્યા સુધી સત સમાગમ સતપંથ શાસ્ત્ર સદગોર **શ્રી ઇમામશાહ બાવાની** વાણી તથા કબીર સાહેબની તેમજ અન્ય સંતોની વાણીનું વર્ણન આવેલાં જીજ્ઞાસુ ભાઈ-બહેનોએ કરીને છેવટે રાત્રે અથર્વવેદી યજ્ઞવીધી સમુહ સાધના, પૂજાવિધી અંતમાં બીજા દિવસે બ્રહ્મ ભોજન સાથે ૬ માસ સાધનાની પૂર્ણાહુતી કાર્યક્રમ પુરો કરેલ હતો. મારી આ પ્રસંગે ખાસ હાજરી હોવાથી આ પ્રસંગને આ ત્રિમાસિકમાં પ્રગટ કરવા આ ટુંકમાં બીના પ્રગટ કરેલ છે. એજ

લેખકઃ— **અભ્યાસી અંતરઆત્મા**

( તંત્રી સ્થાનેથી... પાના ૨ થી ચાલુ )

છે તે મુરાદો તેમના મનમાં જ રહી જાય અને જે એમના દિલમાં વેદનારૂપી દુઃખ છે તે દુઃખનું મૂળ તેમના દિલમાં જ રહી જાય અને ઉપરથી ડાળાં કપાઇ જાય, તેવી મને સંપૂર્ણ શંકા અને ભય છે.

તેથી તેમના અંકમાં 'જાગૃતિ' માસિકમાં 'પીરાણા પોળ'નું પુસ્તક ક્રમેક્રમે પ્રગટ કરતા રહે, તેથી કોઇપણ સતપંથી ભાઈઓએ શરમિંદા બનવાનું નથી. સતપંથ ધર્મના જે આદર્શો છે, તેમાં જે, સત્યનો પ્રભાવ છે તેનો જરાપણ હાની કે નુકશાન થાય તેમ નથી. ઉલટી રીતે વિશેષમાં સતપંથ ધર્મ ખ્યાતીમાં જ આવશે અને તેઓ આપોઆપ આપણા સમાજમાં અળખામણા દેખાવા લાગશે. તેવા સતપંથ ધર્મના નિંદકો અને પીરાણા પંથનું પોળ પ્રગટ કરનારા 'જાગૃતિ' અંકના તંત્રી કે સંપાદકોને પરમાત્મા જેવી બુદ્ધિ સુઝાડે તેવું જ તેઓ જાહેર કરે છે. માટે આપણે તો સમદૃષ્ટિ અને પૂજ્યભાવ સાથે તેમને પ્રણામ કરીએ.

તેમના 'જાગૃતિ' બારમા અંકમાં એક શીવજીભાઈ ભાણજીભાઇ નામના લેખકનો લેખ પ્રગટ કરેલ છે. તેમાં તેઓએ રવજીભાઈ કાનજીભાઇને તેમની 'સત્ય ઘટના' નામે પ્રગટ થયેલી કચ્છમાં આણંદસરની ઘટના સામેનો શણશણતો જવાબ આપેલ છે, તેના જવાબમાં જણાવવાનું કે, એ જવાબ તેમણે રવજીભાઇને જ આપવો હોય તો રવજીભાઈના સરનામે રવજીભાઈના ઉપર પત્રો દ્વારા અગર તો 'જાગૃતિ' માસિકના અંકથી પણ રવજીભાઇ ઉપર જ તેમણે મોકલવો જોઇએ. તે રીતે રવજીભાઇને મોકલેલ નથી ફક્ત સમાજમાં સતપંથ ધર્મનાં કર્મકાન્ડોનાં છિદ્રો ઉઘાડાં પાડવાની નીતિથી સમાજમાં તેવી હકીકત મતભેદ વધારવાના હેતુથી પ્રગટ કરેલ છે ત્યારે તેવી હકીકત મારા વાંચવામાં આવી. તે વાંચી તેના જવાબમાં હું તેમને વ્યક્તિગતરીતે કાયદેસર કાંઈપણ લખી ન શકું તેથી ક્રમે ક્રમે તેમના તમામ સવાલોના જવાબો આવા પ્રગટ થતા 'અખંડ જ્યોતિ' માસિકમાં બહાર આવશે તેની દરેક વાંચકોએ તથા તેવા શીવજીભાઈ ભાણજીભાઇએ નોંધ લેવી.

અંતમાં આ ત્રિમાસિક જાન્યુઆરીની પંદરમી તારીખે પ્રગટ કરવા ધારેલું પરંતુ રજીસ્ટર વિધી કરાવવા વગેરે કારણના લીધે થોડો વિલંબ થયેલ છે તે માટે વાંચકો દરગુજર કરશે.

આ ત્રિમાસિકના ગ્રાહકોના રજીસ્ટર પત્રકમાં ગ્રાહકોની નામાવલીની નોંધ કરવામાં મારી સફરમાં જે જે ભાઇઓના પરિચયમાં આવેલ, તે તે ભાઇઓનાં નામો રજીસ્ટર પત્રકમાં ગ્રાહક નંબર નામથી નોંધ કરેલ છે અને મોકલાવેલ છે. કોઇ અજાણ્યા ભાઇઓને ઉમેદવારી નામ નોંધાવવા ઇચ્છા થાય તેમણે પત્ર લખી જણાવવા વિનંતી છે.

નિકટના સાથીદાર મિત્રોને વિનંતી એ, છે, કે, આ કાર્યની પાછળ છપામણુ ખર્ચ ઉપરાંત વધારાનાં ખર્ચ કરવાની જરૂર પડે છે. જેવી રીતે આપણા સમાજમાં સુધારક મંડળમાં 'જાગૃતિ' અંકને ટકાવવા દસ વર્ષ થયાં, તેના નિકટના શ્રીમંત સાથીદારો, દેશ વિદેશમાં રહેનારાઓ તરફથી તેઓ મોટી રકમની ભેટો મોકલી દાન દાતા તરીકે નામના મેળવે છે તેવી જાહેરાતો પણ તે અંકમાં વાંચવામાં આવે છે. તેવી જ રીતે આ 'અખંડ જ્યોતિ' ત્રિમાસિક સતપંથ સેવા મંડળનું માસિક હોવાથી ફક્ત લવાજમ ખર્ચના ઉપર જ આ કાર્ય ચલાવી શકાય નહીં.

આ ત્રિમાસિક જે, જે, ગ્રાહકોને મળે તેમણે પોતાનાં લવાજમ ઉપરાત કોઈ દાન દાતાની સદભાવના થાય તો તેમણે આવા સદકાર્યમાં સહકાર આપવા દાન દાતાઓએ જાહેરમાં આવવાની જરૂર છે.

નિકટના સાથી સતપંથી મિત્રો સિવાયના કેટલાયેક મિત્રોને પણ આ '**અખંડ જ્યોતિ**' માસિક મોકલવામાં આવેલ છે તેવા મિત્રોએ જો તેમની નારાજી હોય તો તેવો પત્ર લખીને ગ્રાહકમાંથી છુટા થઇ શકે છે. પત્રો લખનારાઓને વિનંતી કરવાની એ, છે, કે, જવાબ જલદી મળે તે કારણસર ૧૫ પૈસાની ટીકીટ અગર ૧૫ પૈસાનું કવર પોતાના પત્ર સાથે જ બીડી મોકલવા કૃપા કરે એ જ વિનંતી.

## —: સાચો મિત્ર :—

છેવટમાં મારા એક મુંબઈના શ્રી ગોવિંદભાઈ રામાભાઇ સાથે ફક્ત પત્ર વહેવારની જ ઓળખાણથી હમે નિકટના સાથી મિત્રો બન્યા. તે મિત્રે મને ૫૦૦) રૂપીઆની મદદ વગર વ્યાજે ઉછીની રકમ આપી છે. ધાર્મિક કાર્યમાં, દિલ્હીમાં મળેલી પરિષદમાં જવા, બીજી ધાર્મિક પરિષદોમાં જવામાં આ રીતે મને પ્રોત્સાહન આપનાર, મદદ કરનાર મારા મિત્ર ગોવિંદભાઈ રામાભાઇનો અત્રે આભાર માની રૂણ મૂક્ત થવું મને વ્યાજબી જણાય છે.

આ મારા મિત્ર ગોવિંદભાઇ, તેમનો પરિચય આમ તો સુરતની બાજુમાં ભાઠા ભાટપોર ગામના વતની છે. પરંતુ તેમનું લગભગ કાયમી રહેઠાણુ અને ઉદ્યોગ મુંબઈ તેમજ આફ્રિકાના પરદેશના સાથે તેમના સંબંધો હોવાથી આ તરફે આવી શકે તેમ હાલ સુધી તેમને સમય મળી શકયો નથી હમારી રૂબરૂ મુલાકાત કે મંત્રણાઓ પણ થઇ શકી નથી. ફક્ત પત્ર વહેવારથી જ નિકટનો પરિચય હોવા છતાં મારા ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ રાખી મારા નામે ૫૦૦) રૂપીઆનો ડ્રાફ મોકલી, ઉછીના તરીકે મને મદદ આપેલ છે. તેવી તેમની મારા કાર્ય તરફે શ્રદ્ધા અને વિશ્વાસપૂર્વકની મદદને મારી કલમે આ ત્રિમાસિકમાં જાહેર કરવામાં કોઇને કદાચ ગમે યા ન ગમે પણ મારી ફરજ તેમના રૂણ-

# પીરાણા ગામે સતપંથ સંપ્રદાયનો વહીવટ તથા કારભાર

૧. આ સંસ્થાના વહીવટ માટે કચ્છ વિભાગ, ગુજરાત વિભાગ, કાનમ, ચરોતર વિભાગ સુરત વિભાગ, ભાવનગર વગેરે વિભાગના સતપંથી સમાજ પૈકીના ચૂંટાઇ આવેલા ૧૧ સભાસદોની ટ્રષ્ટિ, કમીટીની નીમણુંક કરવામાં આવેલ છે. તેઓ ૧૧ સભાસદો, વ્યવસ્થિત રીતે જ્યારે જરૂર પડે ત્યારે કમીટીની મિટીંગ બોલાવી સમગ્ર વિભાગના સતપંથી સમાજમાં સ્થાવર મિલ્કત, વગેરેની દેખરેખનાં કાર્યનો વહીવટ કરે છે.

૨. સંસ્થાના આચાર્ય, **અધિપતી** તરીકે આપણા પાટીદાર સમાજના બાળ બ્રહ્મચારી પવિત્ર આચાર વિચારવાન પવિત્ર વ્યકિતની બહુમતીથી પસંદગી કરવામાં આવે છે. તેવા નિયમ મુજબ હાલમાં આચાર્ય જે, ગાદીપતીના સ્થાને છે, તેમની પવિત્ર ફરજ એકધારાં ચાલીસ વર્ષ થયાં. તેઓ કુશાગ્ર બુદ્ધિથી આચાર્યશ્રીના સ્થાનની ફરજો તેમજ ટ્રસ્ટી કમીટીના ચેરમેન તરીકેની એમ બંન્ને ફરજો તેઓશ્રી અદા કરી રહ્યા છે. અને દરેક વિભાગના યાત્રાળુઓને લોકપ્રિય બન્યા છે.

ઉપરાંત જે જે વિભાગમાં સતપંથી સમાજના જીજ્ઞાસુ ભાવીકો તેમને આગ્રહથી નિમંત્રણ આપે તો તે વિભાગમાં તેઓ સંસ્થાની ગાદીના નિશાન સાથે જાય છે. અને લોકોની ભાવના પૂર્ણ કરે છે.

૩. કારભારી આચાર્ય સવજી કાકાની ફરજોને માટે પણ આપણો સતપંથ સમાજ બહુ માનથી કદર કરે છે. **પીરાણા** ગામમાં જે આ સંસ્થાની સ્થાવર મીલ્કત છે,

---

માંથી મુક્ત થવા તેમની ઉછીની રકમના વ્યાજ બદલ હું તેમને બીજું તો શું આપી શકું? તેથી આમ આટલી જાહેરાત આપીને તેમની ઉછીની રકમમાંથી રૂણ મુકત થવા મેં આશા રાખી છે. કદાચ મારા એ મિત્ર, આ હકીકત વાંચી મનમાં નારાજ પણ થશે છતાં તેઓ પણ મને ક્ષમા આપે. એ જ સદભાવના.

કવિઓની કહેવત છે કેઃ—

જનની જણ તો ભગત જણ, કાં દાતા કાં વીર;
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

અંતમાં આ મારા અંતરનો નાદ વાંચી કોઈ ભગત બનો, કોઈ દાતા બનો, કોઈ વીર બનો.—એ જ અંતરનો નાદ.

લેખક—**અભ્યાસી અંતરઆત્મા**

તેમજ ખેતીને લાયક જેટલી જમીન છે, તેના ઉપર તમામ પ્રકારનું કામકાજ કરનાર મજુરોના ઉપર ખંતપૂર્વક દેખરેખ રાખીને કારભારી આચાર્ય શ્રી સવજીકાકા પોતાની ફરજ અદા કરે છે ઉપરાંત મંદીરમાં દરરોજ સાંજે અથર્વવેદી કર્મકાન્ડ નિયમ અનુસાર પૂંજા વીધી આ કારભારી આચાર્યશ્રીના હસ્તે થાય છે.

૪. **ઈમામશાહ બાવાના** રોજા આગળ ખાસ દેખરેખ રાખનાર, બાધા માનતા માટે કોઈ યાત્રાળુઓ આવે ત્યારે તેમની બાધા માનતાને કબુલાત અપાવનાર એક ખાસ પુંજારી તરીકે હાલમાં ગુજરાત વિભાગના વિઠલપુરા ગામના મુખી પ્રેમજીભાઈ તેજાભાઇને પસંદગી આપવામાં આવી છે. તેઓ ફરજ બજાવી રહ્યા છે. તેમની ફરજથી મોટા સતપંથી સમાજને ખૂબ સંતોષ છે.

૫. **યાત્રાળુઓનો, સંઘનો મેળો:**—આ સંસ્થા સંપ્રદાયના યાત્રાળુઓનો દર વર્ષે ચૈત્ર માસમાં મોટા સમૂહમાં મેળો ભરાય છે. તેવા મેળા વખતે હજારો યાત્રાળુઓ અત્રે આવે છે. ત્યારે કોઈપણ ગરીબ કે તવંગર યાત્રાળુ જમ્યા સીવાય ભૂખ્યો ન જાય તેના માટે ભોજનની વ્યવસ્થા ભોજન ભંડારામાં ઉદારતાથી રાખવામાં આવી છે. ઉપરાંત કોઇપણ યાત્રાળુ ગમે તે વખતે પોતાની અનુકુળતાએ આવે છે, ત્યારે કોઇપણ જ્ઞાતિનો હોય, તો પણ જ્ઞાતિ કે કોમનો ભેદભાવ રાખ્યા સીવાય તે આવનાર ભાવીક યાત્રાળુને ઉતારો તેમજ ભોજન બંને રીતે તેની પુરતી સંભાળ કારભારી આચાર્યો તેમજ વહીવટી કમીટીના સભાસદો તરફથી રાખવામાં આવી છે.

૬. **શ્રી ઇમામશાહ બાવાએ** જ્યારથી આ સતપંથ ધર્મના સિદ્ધાંતનો માર્ગ ત્રણે લોકમાં એટલે કે, ભારતભરમાં આમ જનતાને બતાવેલો છે, ત્યારથી આ સ્થળે આજસુધી આવનાર કોઈપણ યાત્રાળુ માટે તેના સ્વાગત માટે સુંદર વ્યવસ્થા જળવાઇ રહી છે, તેથી યાત્રાએ આવનારા સતપંથી જીજ્ઞાસુઓની શ્રદ્ધા અને ભાવના 'અખંડ' અને અવિચળ રહેલી છે.

૭. જ્યારથી આ પવિત્ર યાત્રા ધામની સ્થાપના થઈ છે, ત્યારથી '**અખંડ જ્યોતિ**' ઘી.નો દિપક આજસુધી રોજામાં પ્રકાશીત રહ્યો છે. મૂળ સ્થાપક **સદ્‌ગુરૂ શ્રી ઇમામશાહ બાવા** તેમજ **બ્રહ્મસ્વરૂપ શ્રી નરઅલીમહંમદશાહ બાવાનાં** પવિત્ર કાર્યોની સ્મૃતિ સ્મરણાર્થે તેમની સમાધીઓ જેને અરબી ભાષામાં કબરો, કહેવામાં આવે છે તેથી તેમની યાદગાર કબરો યા સમાધીઓને, આવેલ યાત્રાળુઓ પુષ્પ અગર ચંદન અગર અબીલ, ગુલાલ, ચડાવી તેમનાં કાર્યોને તેમની મહાન દૈવીશક્તિને યાદ કરે છે અને ગુણગાન ગાય છે.

૮. અમદાવાદ જતાં **પીરાણા** ગામે યાત્રાળુઓને અમદાવાદથીજ તે સંસ્થાની જગ્યા નજરમાં આવે તેટલી ઉંચાઇએ આ દરગાહમાં ઉંચું નિશાન છે, તેના ઉપર ધોળી ધજા ફરકી રહી છે, અમદાવાદથીજ તે તરફે જતાં તે નિશાન તરફ નજર કરી યાત્રાળુઓ યાત્રાના દિવસે દર વર્ષે તેમના પવિત્ર યાદગાર તહેવારોના દિવસે, અમદાવાદથી બાર માઇલ પગપાળા ચાલીને નિશાન ધજાઓ સાથે કેટલીક મંડળીઓ પ્રેમરસનાં પદ ગાતા ગાતા પગપાળા ત્યાં જાય છે. આ રીતે પીરાણા મુકામે આ યાત્રાનું સ્થળ, આ ઉપર જણાવ્યા મુજબ આ સતપંથ સંપ્રદાયમાં લોકપ્રિય અને પ્રસંશાને પાત્ર બની રહ્યું છે.

૯. **લોકની નજરે પ્રત્યક્ષ ચમત્કારઃ**—વધુ લોકપ્રિય બનવામાં ત્યાં આ રોજા આગળ એક પ્રત્યક્ષ ચમત્કાર જણાય તેવી ઘટના આજે પણ નજરે પડે છે. કોઈપણ માનવીની મનની કલ્પના કે સંકલ્પ હોય, કોઇપણ પ્રકારનું શુભ કાર્ય કરવા માટેની ઇચ્છા હોય તો એ કાર્યમાં કુદરતની મરજી કે સંમતી છે કે કેમ ? તે જાણવા લોખંડની બેડી પહેરાવવામાં આવે છે. કાર્ય સફળ થવાનું હોય તો કુદરતી રીતે તે લોખંડની બેડી ઉઘડી જાય છે, કાર્ય ન થવાનું હોય તો તે બેડી ઉઘડતી નથી. ઉપરાંત કોઇને અંદરો-અંદર તકરાર કે મતભેદ થયેલ હોય અગર કોઇને એકબીજા ઉપર શંકા અને વહેમ કોઈપણ બાબતમાં થયેલ હોય તો તેનું નિવારણ પણ આ લોખંડની બેડી પહેરીને આ સ્થળ ઉપર કરાવી જાય છે. કોઇને શારીરીક ભયંકર રોગ થયો હોય અને જે દર્દ ડાંકટરોથી પણ મટશે કે નહી મટે, તેવી જાતની શંકા હોય તેવા દરદીઓ પણ અત્રે આવીને મનનું સમાધાન કરાવી જાય છે. અને દરેકના મનને સંતોષ થતો હોવાથી આ હકીકત પણ લોકપ્રિય છે.

**આ સંસ્થાની કમેટીના ચૂંટાઇ આવેલા સભાસદોની ૧૧ જણની યાદી.**

૧૦ (૧) ભાવનગર વિભાગના, મુખી નંદલાલભાઇ ગોરધનદાસ
(૨) ખંભાત વિભાગના, પટેલ જીવણલાલ ગીરધરલાલ
(૩) સુરત વિભાગના, માસ્તર મોતીલાલ હરગોવનદાસ
(૪) ગુજરાત સાબરકાંઠા જીલ્લા વિભાગના, પટેલ લધાભાઈ જશાભાઈ
(૫) કચ્છ વિભાગના, ગામ અંગીયાના પટેલ વાલજીભાઈ અરજણભાઈ
(૬) કચ્છ વિભાગના. ગામ નવાવાસ રધાપરના પટેલ જીવરાજભાઇ નારણભાઇ
(૭) કચ્છ વિભાગના. પટેલ વસરામભાઇ હીરજીભાઈ
(૮) કાનમ, પેટલાદ ગામના સૈયદ પ્યારેસાહેબ કાશમઅલી
(૯) ડોકટર એમ. જે. સૈયદ હાલ મુકામ મોડાસા
(૧૦) એ. એમ. સૈયદ મુકામ પીરાણા
(૧૧) સંસ્થાના આચાર્ય શ્રી રામજીભાઈ લક્ષ્મણભાઇ પીરાણા

આમ કુલે અગીયાર જણાની ટ્રસ્ટી કમીટી આ સંસ્થાનો હાલમાં વહીવટ કરે છે. ઉપરાંત કમીટીના વહીવટ ઉપર દેખરેખ રાખનાર પ્રમુખ તરીકે ફરજ બજવનાર કચ્છમાં ગામ માનકુવાના તેમજ હાલમાં ગુજરાતમાં ગામ માધવ કમ્પાના મુખી હીરજીભાઇ પ્રેમજીભાઇને બહુમતીથી પસંદ કરેલ છે. આમ તેમની ફરજો નોંધપાત્ર છે. આવી આ કમીટીની વિગતને આ ત્રિમાસિકમાં યાદી પ્રગટ કરી છે તેનું કારણ અજાણ જનતાને જાણ કરવા જરૂરી જણાય છે. આજના વર્તમાન સમયના સતપંથી યુવાનો અને વિદ્યાર્થીઓને ઉપરાંત આજના બાળ વિદ્યાર્થીઓને વડીલોના ધર્મની બાબતમાં જાણકાર થવા આ વિગત ઉપયોગી થશે. કારણ કે કેટલાક આ સતપંથ ધર્મમાં નહી માનનારાઓ મન કલ્પીત રીતે આ સંસ્થાને બદનામ કરવા સમાજમાં ભ્રષ્ટાચાર ફેલાવે, વાદવિવાદ કરાવે, તેવો પ્રચાર પણ કરી રહેલ છે. તેનો સબળ પુરાવો ધનસુરાથી પ્રગટ થતા 'જાગૃતિ' અંકનાં લખાણ ઉપરથી લોકોને અનેક પ્રકારની ભ્રમણાઓ આ સંસ્થા માટે થાય તે સ્વભાવિક તે કારણ છે. તેવા સમયમાં આ મારી અલ્પ મતીએ આવી વિગત આ પ્રથમ ત્રિમાસિકમાં પ્રગટ કરવી મને યોગ્ય જણાય છે.

૧૧ આગળ વધુ માહિતીમાં આપણા જુદાજુદા વિભાગમાં સફર કરીને મારા પ્રત્યક્ષ અનુભવથી મેં જે જોયું છે તે પ્રગટ કરવામાં કોઇને મનપસંદ હોય યા ન હોય તેમ છતાં પ્રગટ કરવા આ સંજોગે ફરજ સમજું છું, મારી સફરમાં કચ્છ વિભાગમાં દર વરસે મારી એકાદ સફર થાય છેજ.

આપણા જ્ઞાતિ બંધુઓ આ સતપંથ ધર્મને નહી માનનારાઓ સતપંથ ધર્મનાં મંદિરો સામેજ વિક્ષેપ પાડવાના હેતુથી લક્ષ્મી-નારાયણનાં મંદિરો બંધાવે છે તેવો પ્રસંગ ૧૯૬૩ની સાલમાં જીયાપર મગવાણા હતો. તે પ્રસંગમાં મને આમંત્રણ હોવાથી આપણા બંધુઓ જે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવે છે તેની પાછળ તેમનો આશય અને ધ્યેય શું છે! તે જો કોઇને જાણવું હોય તો 'જાગૃતિ' અંકમાં તેમણે જણાવેલ છે સતપંથી ભાઇઓને એ ધર્મમાંથી મુકત કરાવવાનો તેમનો ધ્યેય છે. આવા વાતાવરણમાં આ જીયાપર મગવાણા લક્ષ્મી નારાયણ મંદિરમાં મુર્તિઓની પ્રતિષ્ઠાનો પ્રસંગો પ્રત્યક્ષ નજરે જોવાનો મારો મુખ્ય હેતુ એ છે કે તે કાર્યકર આગેવાનોની બુદ્ધિ, શક્તિ અને તેમનું સંગઠન તેમજ તેમની ભાવનાના વાતાવરણની સતપંથ સમાજમાં થતી અસર, આમ પ્રત્યક્ષ અભ્યાસ અનુભવ તે પ્રસંગમાંથી કરીને ૧૯૬૩ની સાલના તા. ૨૬-૭-૬૩ના રોજ ત્યાંથી અંગીઆ ગામે ગયેલ. ત્યાંના મુખી કેશરાભાઇ લાલજીભાઇ તથા ભાણજીભાઈ રામજીભાઇ તેમજ ગામના ૪૦ સતપંથી ભાઇઓનાં નામ મારી ડાયરીમાં નોંધી મંત્રણાઓ અને સતસંગ કરેલ. તા. ૨૮-૭-૬૩ના રોજ ગામ નેત્રાના સતપંથી મંદિરોની મુલાકાત લીધી.

દક્ષિણ વિભાગના મંદિરના મુખી નારણભાઈ પંચાણભાઈ વગેરે ૩૦ આગેવાનોના નામે મારી રોજનીશીમાં નોંધેલ છે. ઉત્તર વિભાગના મુખી હંસરાજભાઈ વસરામભાઈ વગેરે કુલે ૧૪ આગેવાનોની મુલાકાત લીધી. ત્યાંથી ગામ રસલીયા તા. ૨૯–૭–૬૩ના દી રસલીયાના મુખી કરમસીભાઈ ખેતાભાઈ વગેરેની મુલાકાત લીધી. ત્યાંથી કેટલાયેક ગામોની માહીતી–ગામ નવાવાસ રવાપરના ગામની માહીતી મેળવી. ગામ ઘડાણી, સીયોત લક્ષ્મીપુરા વગેરે ગામોની માહીતી મેળવી. ગામ ખોંભડી ગામના સતપંથી આગેવાનો પૈકી પા. દાનાભાઈ વસ્તાભાઈને ત્યાં મુકામ કરેલ. તેમણે ખોંભડી ગામના વાતાવરણની મને માહીતી આપી. ગામ ટોડીયાના સતપંથી ભાઈઓ મુખી સવદાસભાઈ મનજીભાઈ તથા સોમજીભાઈ કરસનભાઈ વગેરે ૩૦ સતપંથી આગેવાનોની મુલાકાત રાત્રે મંદિરમાં લીધી.

ત્યાથી પાછા ફરતાં ગામ આથમણા કાદીયાના મુખી નારણભાઈ વીરજીભાઈ વગેરે ૧૦ આગેવાનોની મુલાકાત લીધેલ કાદીયા ગામની મુલાકાતમાં ત્યાંના આચાર્ય માવજીભાઈ રામજીભાઈની મુલાકાત લેતાં તેમની ફરજોથી મને ઘણું ઘણું જાણવા મળેલ છે. આ આચાર્યશ્રીએ કચ્છમાં સતપંથ ધર્મના આદર્શોને સમજાવવામાં ગામે ગામ સારી સેવા આપી છે.

ઉપર જણાવ્યા મુજબ કાદીયા ગામની મુલાકાત બાદ જડોદર કોટડા ગામે ભગત જીવરાજભાઈ રતનાભાઈ વગેરે ત્રણે ભાઈઓના કુટુંબીઓની તેમજ ત્યાંના સતપંથીઓની મુલાકાત લીધેલ. તે ગામના પાટીદાર સમાજના આગેવાન ભીમજીભાઈ કેશરાભાઈના નામની ખ્યાતી મેં સાંભળેલી. તે કારણે તેમની પણ મુલાકાત લેવા તેમના મુકામે ગયેલો અને યાદીમાં મેં તેમને પુસ્તકો ભેટ પણ આપેલ છે.

ત્યારબાદ નખત્રાણા ગામમાં મુખી કરશનભાઈ અબજીભાઈની મુલાકાત લીધી. તેમની પાસેથી ભૂતકાળના બનાવોનો ધર્મની બાબતમાં તેમની નજરે જોયેલા જુલમ અને અત્યાચારોની નોંધ મારી ડાયરીમાં કરી.

આમ મારી આ મુસાફરીમાં મને સહાય અને મદદ આપનાર અંગીઆ ગામના ભાણજીભાઈએ મારી સફરમાં હું અજાણ હોવાથી ભોમીયા સાથીદાર તરીકે નારણભાઈને સંગાથે મોકલેલ. ભગત દેવશીભાઈ રામજીભાઈ આ મારી સફરમાં સાથે રહેલા. દેવશીભાઈ ભગત સાથે અંગીઆ ગામથી પાછા ફરતાં જખનાં દર્શન કર્યાં. હમો પગપાળા સાયરા ગામે ગયેલા. મુખી નાનજીભાઈ મનજીભાઈ વગેરેની મુલાકાતો લીધી. મંદિરમાં દર્શન કર્યાં. ત્યાંથી બંને જણા પગપાળા ચાલતા ગામ આનંદપુરા ગામે ગયેલા. મુખી જેઠાભાઈ લધાભાઈના કુટુંબની તેમજ ગામમાં સતપંથી મંદિરોની મુલાકાત લીધી. આમ એ તરફની સફર કરી જીયાપર મગવાણા ગામે મુખી ગોપાળભાઈ ખીમજીભાઈ તથા સરપંચ નારણભાઈ દેવજીભાઈની મુલાકાત લઈને કેટલીક જાણવા જોગ માહીતી મેળવી.

આમ કુલે અગીયાર જણાની ટ્રસ્ટી કમીટી આ સંસ્થાનો હાલમાં વહીવટ કરે છે. ઉપરાંત કમીટીના વહીવટ ઉપર દેખરેખ રાખનાર પ્રમુખ તરીકે ફરજ બજાવનાર કચ્છમાં ગામ માનકુવાના તેમજ હાલમાં ગુજરાતમાં ગામ માધવ કમ્પાના મુખી હીરજીભાઇ પ્રેમજીભાઇને બહુમતીથી પસંદ કરેલ છે. આમ તેમની ફરજો નોંધપાત્ર છે. આવી આ કમીટીની વિગતને આ ત્રિમાસિકમાં યાદી પ્રગટ કરી છે તેનું કારણ અજાણ જનતાને જાણ કરવા જરૂરી જણાય છે. આજના વર્તમાન સમયના સતપંથી યુવાનો અને વિદ્યાર્થીઓને ઉપરાંત આજના બાળ વિદ્યાર્થીઓને વડીલોના ધર્મની બાબતમાં જાણકાર થવા આ વિગત ઉપયોગી થશે. કારણ કે કેટલાક આ સતપંથ ધર્મમાં નહી માનનારાઓ મન કલ્પીત રીતે આ સંસ્થાને બદનામ કરવા સમાજમાં ભષ્ટાચાર ફેલાવે, વાદવિવાદ કરાવે, તેવો પ્રચાર પણ કરી રહેલ છે. તેનો સબળ પુરાવો ધનસુરાથી પ્રગટ થતા 'જાગૃતિ' અંકનાં લખાણ ઉપરથી લોકોને અનેક પ્રકારની ભ્રમણાઓ આ સંસ્થા માટે થાય તે સ્વભાવિક તે કારણ છે. તેવા સમયમાં આ મારી અલ્પ મતીએ આવી વિગત આ પ્રથમ ત્રિમાસિકમાં પ્રગટ કરવી મને યોગ્ય જણાય છે.

૧૧ આગળ વધુ માહિતીમાં આપણા જુદાજુદા વિભાગમાં સફર કરીને મારા પ્રત્યક્ષ અનુભવથી મેં જે જોયું છે તે પ્રગટ કરવામાં કોઇને મનપસંદ હોય યા ન હોય તેમ છતાં પ્રગટ કરવા આ સંજોગે ફરજ સમજું છું, મારી સફરમાં કચ્છ વિભાગમાં દર વરસે મારી એકાદ સફર થાય છેજ.

આપણા જ્ઞાતિ બંધુઓ આ સતપંથ ધર્મને નહી માનનારાઓ સતપંથ ધર્મનાં મંદિરો સામેજ વિક્ષેપ પાડવાના હેતુથી લક્ષ્મી-નારાયણનાં મંદિરો બંધાવે છે તેવો પ્રસંગ ૧૯૬૩ની સાલમાં જીયાપર મગવાણા હતો. તે પ્રસંગમાં મને આમંત્રણ હોવાથી આપણા બંધુઓ જે મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવે છે તેની પાછળ તેમનો આશય અને ધ્યેય શું છે! તે જો કોઇને જાણવું હોય તો 'જાગૃતિ' અંકમાં તેમણે જણાવલ છે સતપંથી ભાઇઓને એ ધર્મમાંથી મુકત કરાવવાનો તેમનો ધ્યેય છે. આવા વાતાવરણમાં આ જીયાપર મગવાણા લક્ષ્મી નારાયણ મંદિરમાં મુર્તિઓની પ્રતિષ્ઠાનો પ્રસંગો પ્રત્યક્ષ નજરે જોવાનો મારો મુખ્ય હેતુ એ છે કે તે કાર્યકર આગેવાનોની બુદ્ધિ, શક્તિ અને તેમનું સંગઠન તેમજ તેમની ભાવનાના વાતાવરણની સતપંથ સમાજમાં થતી અસર, આમ પ્રત્યક્ષ અભ્યાસ અનુભવ તે પ્રસંગમાંથી કરીને ૧૯૬૩ની સાલના તા. ૨૬-૭-૬૩ના રોજ ત્યાંથી અંગીઆ ગામે ગયેલ. ત્યાંના મુખી કેશરાભાઇ લાલજીભાઇ તથા ભાણજીભાઈ રામજીભાઇ તેમજ ગામના ૪૦ સતપંથી ભાઇઓનાં નામ મારી ડાયરીમાં નોંધી મંત્રણાઓ અને સતસંગ કરેલ. તા. ૨૮-૭-૬૩ના રોજ ગામ નેત્રાના સતપંથી મંદિરોની મુલાકાત લીધી.

દક્ષિણ વિભાગના મંદિરના મુખી નારણભાઈ પંચાણભાઈ વગેરે ૩૦ આગેવાનોના નામે મારી રોજનીશીમાં નોંધેલ છે. ઉત્તર વિભાગના મુખી હંસરાજભાઈ વસરામભાઈ વગેરે કુલે ૧૪ આગેવાનોની મુલાકાત લીધી. ત્યાંથી ગામ રસલીયા તા. ૨૯-૭-૬૩ના દીને રસલીયાના મુખી કરમસીભાઈ ખેતાભાઈ વગેરેની મુલાકાત લીધી. ત્યાંથી કેટલાયેક ગામોની માહીતી–ગામ નવાવાસ રવાપરના ગામની માહીતી મેળવી. ગામ ઘડાણી, સીયોત લક્ષ્મી-પુરા વગેરે ગામોની માહીતી મેળવી. ગામ ખોંભડી ગામના સતપંથી આગેવાનો પૈકી પા. દાનાભાઈ વસ્તાભાઈને ત્યાં મુકામ કરેલ. તેમણે ખોંભડી ગામના વાતાવરણની મને માહીતી આપી. ગામ ટોડીયાના સતપંથી ભાઈઓ મુખી સવદાસભાઈ મનજીભાઈ તથા સોમજીભાઇ કરસનભાઈ વગેરે ૩૦ સતપંથી આગેવાનોની મુલાકાત રાત્રે મંદિરમાં લીધી.

ત્યાથી પાછા ફરતાં ગામ આથમણા કાદીયાના મુખી નારણભાઇ વીરજીભાઇ વગેરે ૧૦ આગેવાનોની મુલાકાત લીધેલ કાદીયા ગામની મુલાકાતમાં ત્યાંના આચાર્ય માવજી-ભાઇ રામજીભાઇની મુલાકાત લેતાં તેમની ફરજોથી મને ઘણું ઘણું જાણવા મળેલ છે. આ આચાર્યશ્રીએ કચ્છમાં સતપંથ ધર્મના આદર્શોને સમજાવવામાં ગામે ગામ સારી સેવા આપી છે.

ઉપર જણાવ્યા મુજબ કાદીયા ગામની મુલાકાત બાદ જડોદર કોટડા ગામે ભગત જીવરાજભાઈ રતનાભાઇ વગેરે ત્રણે ભાઈઓના કુટુંબીઓની તેમજ ત્યાંના સતપંથીઓની મુલાકાત લીધેલ. તે ગામના પાટીદાર સમાજના આગેવાન ભીમજીભાઈ કેશરાભાઇના નામની ખ્યાતી મેં સાંભળેલી. તે કારણે તેમની પણ મુલાકાત લેવા તેમના મુકામે ગયેલો અને યાદીમાં મેં તેમને પુસ્તકો ભેટ પણ આપેલ છે.

ત્યારબાદ નખત્રાણા ગામમાં મુખી કરશનભાઈ અબજીભાઇની મુલાકાત લીધી. તેમની પાસેથી ભૂતકાળના બનાવોનો ધર્મની બાબતમાં તેમની નજરે જોયેલા જુલમ અને અત્યા-ચારોની નોંધ મારી ડાયરીમાં કરી.

આમ મારી આ મુસાફરીમાં મને સહાય અને મદદ આપનાર અંગીઆ ગામના ભાણજીભાઇએ મારી સફરમાં હું અજાણ હોવાથી ભોમીયા સાથીદાર તરીકે નારણભાઇને સંગાથે મોકલેલ. ભગત દેવશીભાઈ રામજીભાઈ આ મારી સફરમાં સાથે રહેલા. દેવશી-ભાઇ ભગત સાથે અંગીઆ ગામથી પાછા ફરતાં જખનાં દર્શન કર્યાં. હમો પગપાળા સાયરા ગામે ગયેલા. મુખી નાનજીભાઈ મનજીભાઈ વગેરેની મુલાકાતો લીધી. મંદિરમાં દર્શન કર્યાં. ત્યાંથી બંને જણા પગપાળા ચાલતા ગામ આનંદપુરા ગામે ગયેલા. મુખી જેઠાભાઈ લધ્ધાભાઇના કૂટુંબની તેમજ ગામમાં સતપંથી મંદિરોની મુલાકાત લીધી. આમ એ તરફની સફર કરી જીયાપર મગવાણા ગામે મુખી ગોપાળભાઇ ખીમજીભાઇ તથા સરપંચ નારણભાઇ દેવજીભાઇની મુલાકાત લઇને કેટલીક જાણવા જોગ માહીતી મેળવી.

જીયાપર મગવાણુથી પગપાળા ચાલતાં દેવશી ભગત સાથે રસ્તામાં સમાગમ કરતાં હમો બંને જણા માધાપર ગામે મુખી મેઘજીભાઇ હંસરાજભાઇની મુલાકાત લીધી. તેમના પાસેથી અનુભવ લીધા બાદ ત્યાંથી બસમાં બેસીને માનકુવા ગામે સંતપંથી આગેવાનોની મુલાકાતો લીધી ત્યાં સતપંથી યુવાન કાનજીભાઈ નથુભાઇએ હમને તેમના ત્યાં ઉતારો આપીને કેટલાયેક તેમના અનુભવોની સતપંથ ધર્મ બાબતે અગાઉ ભૂતકાળમાં થયેલા મતભેદોમાં ધર્મ સંકટની વિપતીઓની માહિતી આપી, ત્યાંથી આ કાનજીભાઈ નથુભાઇ હમોને મોકલાવવા વિદાય આપવા માનકૂવાથી ભૂજ સુધી આવેલા તેમની સેવા અને ભાવનાની મારી ડાયરીમાં મેં નોંધ કરેલી છે.

અંગીઆ ગામના દેવશી ભગત તથા 'હું' અભ્યાસી લેખક નામ નિમિત્ત રવજીભાઈ હમો બંને જણા અંજારથી ઉતરી ટેક્ષી ભાડે કરી. ખીડોઈ ગામે ગયા. ખીડોઈ ગામમાં ભૂતકાળમાં બનેલા ધર્મની બાબતમાં સતપંથ છોડી દેનારાઓએ–સતપંથ ધર્મનાં મંદિરોમાં જે ક્રુર અને ઘાતકી રીતે ગંદા અત્યાચાર કરેલા હતા, તેવા રોમાંચક બનાવોની માહીતી ખીડોઈ ગામના સતપંથી આગેવાન નારણભાઈ સવજીભાઈ પાસેથી મેળવી. ઉપરાંત ગામના સતપંથી ભાઇઓની મુલાકાતો લઇ હમો બંને જણા ત્યાંથી પશ્ચિમ બાજુએ આવેલા થરાવડા ગામે ગયા. ત્યાં રાત્રે થરાવડા ગામના મંદિરની અને મુખી પ્રેમજીભાઇ પુંજાભાઇ પણ તે સમયે જીવંત હતા, તેમની તથા ગામના મુખી રામજીભાઇની મુલાકાતો લીધી સારી માહીતી અને થરાવડા ગામના રોમાંચક બનાવોની નોંધ લીધી.

આમ આ કચ્છની સફરમાં યાત્રા કરી હમો બંને એટલે અંગીઆના ભગત દેવશીભાઈ રામજીભાઈ ત્યાંથી ગુજરાત તરફ મારા વતનમાં પાછા ફરેલા અને દેવશીભાઇએ દશ દિવસ મારી સફરમાં મારા સાથે જ રહીને સેવા સહકાર આપેલ છે કે જેની નોંધ કરી કૃતઘ્ન થઇશ.

**આ ત્રિમાસિકમાં સતપંથ ધર્મની અન્ય જુદીજુદી શાખાઓનો પરિચય ખાસ જરૂરી ઉપયોગી છે તેમ જણાયાથી ટુંકમાં યાદી આપું છું.**

(૧૨) નડીઆદ, વસો ગામ પાસે રૂણ મુકામે આ **પીરાણા** સતપંથ સંપ્રદાયની શાખા છે. **શ્રી સદગુરૂ ઇમામશાહ બાવાના** સમયકાળમાં જ તેમની હયાતીમાં જ તેમના પ્રાણપ્રિય વહાલા ભગત ભાભારામ પટેલ હતા. તે ભાભારામ પટેલ તથા તેમનાં ધર્મની બહેન કીકીબાઈ બંનેની માહિતીનું પુસ્તક ભાભારામ સુબોધના પુસ્તકમાં તેમનાં જીવન ચરિત્રનો મહિમા પ્રગટ થયેલ છે તે વાંચવાથી તેમની સંપૂર્ણ માહિતી મળી રહેશે.

આ ભાભારામ મહારાજ લેઉવા પટેલ જ્ઞાતીના હતા. છતાં **શ્રી ઇમામશાહ બાવાના**

આદર્શો તેમણે જીવનમાં તન મન અને પ્રાણપ્રિય માનીને અપનાવેલા હતા તેથી તે
સમયના કાળે તે ભગત ભાભારામ પટેલની ઉપર શ્રી સદગુરૂ ઇમામશાહ બાવાએ
એવી અસીમ કૃપા કરી કે જેથી તેઓની પાછળ ભાભારામ પટેલના નામથી એક મંદિર
આ રૂણ દેવા ગામે બંધાયું ત્યાં દર વરસે એક દિવસે મોટો મેળો ભાદરવા માસમાં સુદ
૫નો ભરાય છે. ત્યાંના આચાર્યશ્રી હાલમાં ગીરધરદાસ દ્વારકાદાસ છે. એ શાખાનો વહી-
વટ તેઓ વ્યવસ્થીત કરે છે. તેમનો અનુભવ જાણવા માટે બીજા અંકમાં તેમનું પ્રવચન
પ્રગટ થશે. ભરૂચ મુકામે ૧૪-૪-૬૩ના દિને તેમના પ્રમુખપદેથી તે પ્રસંગે તેમના પ્રવ-
ચનની નોંધ કરેલી છે, તે પણ બીજા ત્રિમાસિકમાં પ્રગટ કરવા ઈચ્છા છે.

(૧૩) સારસા ગામે સતપંથી સંસ્થાની શાખાની ગાદી છે. ત્યાંના આચાર્ય સ્વ. શ્રી
કાશીરામ ગુરૂ દ્વારકાદાસની સેવા સારાએ ગુજરાતમાં જાણીતી હતી. તેઓ ગયા બે વરસ
પહેલાં દેવલોક પામ્યા, તેની આ શાખામાં ખોટ પડી છે. તેમના નિમિત્તે હસ્તલેખીત
સાહિત્ય સમાજ સેવામાં ખૂબ ઉપયોગી થયું છે. લેઉવા પાટીદાર જ્ઞાતિમાં જન્મ લઈને
બ્રહ્મચારી આચાર્ય તરીકે પવિત્ર જીવન ગાળી આ સતપંથી સમાજના ગુજરાત, કચ્છ વગેરે
વિભાગને તેમણે જે સેવા આપી છે તે સતપંથ ધર્મના ઈતીહાસના પાને અમર રહી છે
અને રહેશે.

## ગુજરાત વિભાગના સતપંથી ભાઈઓની કાર્યવાહીનો પરિચયઃ—

૧૪. ગુજરાત વિભાગમાં ખાસ કરીને વધુ પ્રમાણમાં સાબરકાંઠા જીલ્લામાં જુદાજુદા
કમ્પાઓમાં રહેતા સતપંથી સમાજનો તેમજ તેમની ભૂતકાળની કાર્યવાહી ફરજોનો
પરિચય આપતાં વિગત લંબાઈ જાય તેમ હોવાથી હાલમાં આ ત્રિમાસીકમાં વધુ વિસ્તાર
ન કરતાં ટુંકમાં વિગત જાહેર કરીશ.

લગભગ બસો કમ્પાઓમાં સતપંથી ભાઇઓ જ્યારથી કમ્પાઓના વસવાટ કરેલા છે
ત્યારથી સતપંથી મંદિરોની પ્રથમ સ્થાપના કરીને પછી પોતાનાં રહેઠાણો બાંધેલ છે,
ગામેગામ સતપંથી ભાઇઓ પોતપોતાની ભાવના પ્રમાણે યમ નિયમ પાળીને ધર્મ નીતી
રીતીથી હકની કમાણી કરવા પોતાનો મૂખ્ય ધંધો રોજગાર ખેતી હોવાથી વહેવાર માટે
ખેતી કામ, ધર્મ માટે ઈષ્ટદેવનું નામ સ્મરણ કરી જીવન વ્યતીત કરે છે.

ભૂતકાળમાં જ્યારે જ્યારે નિવૃતી સમય હોય ત્યારે ત્યારે સમૂહ મેળાવડામાં કથા
સતસંગ નિમિત્તે દસ અવતારની કથાઓ દસ દિવસના સમય સુધીના વ્યવસ્થિત કાર્યક્રમ
મુજબ કરીને સત સમાગમ કરેલ છે. તેવી દસ અવતારની કથાઓ પ્રથમ કપડવંજ તાબે
દુધાતલ કમ્પા હડમતીયા કમ્પા પછી ક્રમેક્રમે દેશાઈપુરા, લક્ષ્મીપુરા, મેઘપુરા,

મહેંદીપુરા, લાલુકમ્પા વિઠલપુરા કમ્પાઓમાં એમ જુદાજુદા કમ્પાઓમાં તેમજ કચ્છમાં પણ તેવી મોટી દસ અવતારની સળંગ એકજ આસને દસ દિવસ સુધી સ્થાને થયેલી કથાઓ ખીડોઇ ગામમાં મમાઇમોરા ગામમાં ટોડીયા ગામમાં આણંદશર ગામમાં વગેરે ગામોમાં કુલે ૨૨ જગ્યાએ આ રીતે કથાઓ થયેલી છે. મુખ્ય વ્યાસપીઠ ઉપર હાલ મુકામ રામપરા તા બાયડના મુખી કાનજીભાઈ રતનાભાઇને પ્રથમ નિમણુંક કરેલા પરંતુ તેમની તબીયત તંદુરસ્ત નહી રહેવાના કારણે તેમના પછી ભગત અરજણભાઈ સવગણભાઈ દેશાઇપુરા ગામના રહીશ છે તેની નીમણુંક થયેલી. તેઓ ગયા વરસે સ્વધામે જતાં તેમની હાલમાં ખોટ પડી છે, તેમની સેવા સતપંથ સમાજમાં અમર 'અખંડ જ્યોતી'ની જેમ યાદી રહશે, તેમની ખોટ પુરી પાડે તેવા મુખી રામજીભાઇ પેથાભાઈ એક પવિત્ર ખાક ગુણી આચાર વિચારના કે જે હાલમાં ઇડર વિભાગમાં પાનોલ કમ્પે રહે છે તેમના તરફે સૌને આશા છે કે આ સ્થાન તેઓ ભવિષ્યમાં શોભાવશે મહેંદીપુરા કમ્પાના મુખી દેવજીભાઇ લાલજીભાઈની ફરજો આવી કથાઓમાં વ્યવસ્થા જાળવવા દેખરેખ રાખવા તેમજ જરૂરી સુચનો માર્ગદર્શન આપવામાં નોંધપાત્ર છે.

વ્યાસપીઠ ઉપર વકતા તરીકે પંડિતની ફરજોમાં દેશાઇપુરાના ધનજીભાઇ વાલજીભાઇ તથા ખીડોઇ ગામના કરસનભાઈ અરજણભાઈ તથા ગાડુ કમ્પાના ધનજીભાઈ નારણભાઈ વગેરેને વકતાઓની પસંદગીથી એ સ્થાન આપવામાં આવે છે.

ઉપરાંત આવા પ્રસંગે પ્રસંગને અનુરૂપ કથા આખ્યાન કરનારા કવીઓ અને કિર્તન કારોની યાદી પણ આપવી જરૂરી છે.

ગામ વિઠલપુરા કમ્પાના પા. કરસનભાઇ દેવજીભાઇ કવી અને આખ્યાન સંભળાવનાર-કીર્તનકાર છે, બીજા એ ગામનાજ કાનજીભાઇ પ્રેમજીભાઇ પણ આખ્યાન અને કીર્તનકાર છે.

દેશાઇપુરાના ધનજીભાઇ વાલજીભાઈ, લધાભાઈ વાલજી ચોપડા પણ કીર્તનકાર છે.

મોતીપુરા કમ્પાના સવજીભાઇ લાલજીભાઈ કીર્તનકાર છે,

હાથીપુરા કમ્પાના જીવરાજભાઇ કરશનભાઈ કીર્તનકાર છે.

મહેંદીપુરા કમ્પાના કરસનભાઇ નારણભાઈ કીર્તનકાર છે.

શીવપુરા કમ્પાના હરીભાઇ લાલજીભાઇ કવી અને પંડિત છે.

ખાસ સેવાભાવી કાર્યકર સ્વ. અરજણ ભગતના ચિ. સવજી ભગતની સેવા તો પ્રશંસા અને નોંધપાત્ર છે.

મહેંદ્રીપુરા, લાલુકમ્પા વિઠલપુરા કમ્પાઓમાં એમ જુદાજુદા કમ્પાઓમાં તેમજ કચ્છમાં પણ તેવી મોટી દસ અવતારની સળંગ એકજ આસને દસ દિવસ સુધી સ્થાને થયેલી કથાઓ ખીડોઇ ગામમાં મમાઇમોરા ગામમાં ટોડીયા ગામમાં આણંદશર ગામમાં વગેરે ગામોમાં કુલે ૨૨ જગ્યાએ આ રીતે કથાઓ થયેલી છે. મુખ્ય વ્યાસપીઠ ઉપર હાલ મુકામ રામપરા તા બાયડના મુખી કાનજીભાઈ રતનાભાઇને પ્રથમ નિમણુંક કરેલા પરંતુ તેમની તબીયત તંદુરસ્ત નહી રહેવાના કારણે તેમના પછી ભગત અરજણભાઈ સવગણભાઈ દેશાઇપુરા ગામના રહીશ છે તેની નીમણુંક થયેલી. તેઓ ગયા વરસે સ્વધામે જતાં તેમની હાલમાં ખોટ પડી છે, તેમની સેવા સતપંથ સમાજમાં અમર 'અખંડ જયોતી'ની જેમ યાદી રહેશે, તેમની ખોટ પુરી પાડે તેવા મુખી રામજીભાઇ પેથાભાઈ એક પવિત્ર ખાક ગુણી આચાર વિચારના કે જે હાલમાં ઇડર વિભાગમાં પાનોલ કમ્પે રહે છે તેમના તરફે સૌને આશા છે કે આ સ્થાન તેઓ ભવિષ્યમાં શોભાવશે મહેંદ્રીપુરા કમ્પાના મુખી દેવજીભાઇ લાલજીભાઈની ફરજો આવી કથાઓમાં વ્યવસ્થા જાળવવા દેખરેખ રાખવા તેમજ જરૂરી સુચનો માર્ગદર્શન આપવામાં નોંધપાત્ર છે.

વ્યાસપીઠ ઉપર વકતા તરીકે પંડિતની ફરજોમાં દેશાઈપુરાના ધનજીભાઇ વાલજીભાઇ તથા ખીડોઇ ગામના કરસનભાઈ અરજણભાઈ તથા ગાડુ કમ્પાના ધનજીભાઈ નારણભાઈ વગેરેને વકતાઓની પસંદગીથી એ સ્થાન આપવામાં આવે છે.

ઉપરાંત આવા પ્રસંગે પ્રસંગને અનુરૂપ કથા આખ્યાન કરનારા કવીઓ અને કિર્તન કારોની યાદી પણ આપવી જરૂરી છે.

ગામ વિઠલપુરા કમ્પાના પા. કરસનભાઇ દેવજીભાઇ કવી અને આખ્યાન સંભળા-વનાર–કીર્તનકાર છે, બીજા એ ગામનાજ કાનજીભાઇ પ્રેમજીભાઇ પણ આખ્યાન અને કીર્તનકાર છે.

દેશાઇપુરાના ધનજીભાઇ વાલજીભાઈ, લધાભાઈ વાલજી ચોપડા પણ કીર્તનકાર છે.

મોતીપુરા કમ્પાના સવજીભાઇ લાલજીભાઈ કીર્તનકાર છે,

હાથીપુરા કમ્પાના જીવરાજભાઇ કરશનભાઈ કીર્તનકાર છે.

મહેંદ્રીપુરા કમ્પાના કરસનભાઇ નારણભાઈ કીર્તનકાર છે.

શીવપુરા કમ્પાના હરીભાઇ લાલજીભાઇ કવી અને પંડિત છે.

ખાસ સેવાભાવી કાર્યકર સ્વ. અરજણ ભગતના ચિ. સવજી ભગતની સેવા તો પ્રશંસા અને નોંધપાત્ર છે.

પુરૂષોતમ બાવા તથા આચાર્ય શ્રી જગન્નાથ મહારાજશ્રીના સાનિધ્યમાં આવતાં કેટલીક ઉપયોગી માહિતી મેળવી છે. તેમણે એ ફૈજપુર સંસ્થામાં રહીને ત્યાં જે ફરજ અદા કરી છે તે વિષે વધુ હાલમાં ન લખતાં વાંચક મિત્રોને જરૂર એટલી બીના લખી જણાવીશ કે એ ફૈજપુરના આચાર્યોની મુલાકાત લેવા તેમજ એ યાત્રાધામોનાં દર્શન કરવા યાત્રા પ્રવાસના નિમિત્તો ખાસ લાભ લેવાની જરૂર છે.

હાલમાં તેમણે તેમના સ્વપ્રયત્નથી એક પુસ્તક કે જે **સદગુરૂ શ્રી ઈમામશાહ બાવા**, તેમનું જ જીવન ચરિત્ર છપાવેલું છે. મૂળ તે લખાણ મરાઠી ભાષામાં હોવા છતાં તેમાં જે આપણા સદગોરનાં શાસ્ત્રોની વાણી, ગોરવાણી, યોગવાણી, સદગોરના શ્લોક, અમૃતવાણી, મનહરજ્ઞાનની વાણી વગેરે સાહિત્યના જુદાજુદા શ્લોકો, તે પુસ્તકમાં તેને સુઘટીત રીતે છપાવીને તેનો અર્થ તેમની મરાઠી ભાષામાં કરેલ છે. તે પુસ્તક પણ કોઈક સાહિત્યના અભ્યાસી હોય તેમને ખાસ અભ્યાસ માટે ઘણું ઉપયોગી છે. મારા સરનામે એ પુસ્તક મોકલેલ છે તે, આચાર્યો સં. ૨૦૧૨ની દેશાઇપુરા મોટા પૂજા વખતે પધારેલા હતા ત્યારથી મારો અને તેમનો પરિચય હોવાથી આટલી બીના આ ત્રિમાસિકમાં જાહેર કરવા મારી ફરજ મેં અદા કરી છે. કોઇને યોગ્ય ન જણાય તો તે મને ક્ષમા આપે.

## —: જાહેરાત :—

૧ આગામી અંકમાં ભાવનગર વિભાગની માહિતી પ્રગટ થશે.

૨ ભાવનગરમાં બે સતપંથી મંદિરોની માહિતી પ્રગટ થશે.

૩ સતપંથી સાહિત્યમાંથી કેટલીયેક ઉપયોગી બોધપાઠ લેવા જોગ માહિતિ પણ આગામી અંકમાં પ્રગટ થશે.

૪ સતપંથના મુખ્ય ઉદેશ એટલે આદર્શો તેમજ સદગુરૂજીના શ્લોક, સદગુરૂની શીખામણ, સો ક્રિયામાંથી પણ થોડો ભાગ પ્રગટ થશે. એ જ.

લેખકઃ—અંતરઆત્મા.

# આ ધર્મ સંકટ કોના વાંકે!

**સાબરકાંઠા જીલ્લાના જનરલ કચ્છ કડવા પાટીદાર સમાજની હિંમતનગરની વાડીમાં તા. ૧૯-૧૨-૬૭ના રોજ પંચમાં આવેલા પાટીદાર સમાજના આગેવાનોને ખાસ જાણવા જોગ**

## ધર્મ સંકટ જોગી જાહેર માહિતી

૧. આપણા સમાજના કેટલાયેક **પ્રતિષ્ઠિત** ગણાતા આગેવાનો તરફથી ખાસ મળેલી સુચના અને આધારભૂત માહિતીના કારણે આ 'અખંડ જ્યોતિ' માસિકમાં આ જાહેરાત પ્રગટ કરવામાં આવે છે. અને આ પ્રશ્ન જનરલ સમાજને ધર્મસંકટ ને વો મહત્વનો પ્રશ્ન હોવાથી જનરલ પાટીદાર જ્ઞાતિના ધર્મ રક્ષણ હિતનો આ પ્રશ્ન છે, તેવું મારા અભ્યાસના અનુભવથી સમજી શકાય તેમ હોવાથી આ સ્થાને નીચે મુજબ વિગત અને માહિતી હકીકત સાથે જાહેરાત આપી સમાજને જાણ કરવા આજના સંજોગોએ મને ફરજ પાડી છે, તેમ છતાં કોઇકનું મન નારાજ થાય તો તેઓ મને ક્ષમા આપશે.

૨. ખેડબ્રહ્મા તાબે જગમેર કમ્પાના રહીશ પા. કાનજીભાઇ નારણભાઇએ તથા બાયડ તાલુકાના રામપુરા કમ્પાના રહીશ પા. પુંજાભાઈ પેથાભાઈની દિકરી ચંચળબહેને તેમના સાતઆઠ વર્ષથી ચાલતા ગૃહકલેશના કારણે ગઇ તા. ૧૯-૧૨-૬૭ના રોજ **હિંમતનગર પાટીદાર વાડીમાં** રાત્રીના સમયે આપણા જ્ઞાતિના આગેવાનોને ભેગા કરેલા.

૩. આ સ્થાને **સાબરકાંઠા જીલ્લાના પ્રતિષ્ઠિત આગેવાનો** પૈકી બંને પક્ષોની પસંદગીના લગભગ ૬૦ થી ૭૦ **સદગૃસ્થો** આવેલા હતા. આવનારા **સદગૃસ્થોની** હાજરી બદલ પ્રથમ તો દરેકની સહીઓ લેવામાં આવી ત્યારબાદ **આગેવાનોએ** બંને પક્ષના ગૃહકલેશનાં કારણો જાણવા પ્રશ્નો કરતાં બંને પક્ષ તરફથી ગૃહકલેશનાં કારણો ક્રમેક્રમે રજુ થયાં, **આખી રાત્રી અખંડ જાગરણ કરી** બંને પક્ષનાં મતભેદનાં કારણો જોતાં આ રીતે આ ગૃહસંસાર બંનેનો સુખરૂપે ચાલી શકે નહીં, તેવા નિર્ણય ઉપર આવવાથી પરિણામે બંન્ને પક્ષ તરફથી પાંચપાંચ એમ કુલે દસ **આગેવાનોને પંચ તરીકે ટ્રસ્ટી તરીકે બને પક્ષે પસંદ કર્યા.** બંને પક્ષે આ ટ્રસ્ટી સમક્ષ પોતપોતાની ખુશીથી અને ચૂકાદો આપવા અગાઉથી કબુલાતનામાં લખી આપ્યાં. ઉપરાંત કદાચ ચૂકાદાથી નારાજ થઈને કોઇ પક્ષ ચૂકાદો માન્ય ન રાખે તો ટ્રસ્ટી કે પંચોનું અપમાન

થાય તે માટે તેવા તેમના ઉપર જામીન લેવામાં આવ્યા. બંને પક્ષે જામીન આપ્યા. તેવી મતલબનાં વ્યવસ્થિત વિધીસરનાં લખાણો કરી તેમાં બંન્ને પક્ષની સહીઓ લેવામાં આવી.

૪. બંને પક્ષના દસ આગેવાનોએ એકાંત જગ્યાએ મહત્વની ચર્ચાઓ કરી. આ ચર્ચા મંત્રણામાં બંને પક્ષના મત મેળવવાના હોવાથી ચૂકાદો આપવામાં મતભેદ હોવા છતાં પરિણામે એકમત થવામાંજ ડહાપણ છે તેમ સમજીને દસ આગેવાનો એકમત થયા અને પ્રાથમિક ચૂકાદો જાહેર કર્યા સીવાય સમગ્ર પંચમાં બેસીને ચોખવટ કરી. દસ આગેવાનો એકમત થયા છીએ બંને પક્ષને જો માન્ય હોય તો બંને પક્ષે પોતપોતાના નામથી ફારકતીઓ લાવવા જણાવતાં સ્ટેમ્પનાં પાનાં મંગાવ્યાં અને હમારો ચૂકાદો જો માન્ય ન રાખવો હોય તો બંને પક્ષોને તેઓ સ્વતંત્ર રીતે યોગ્ય લાગે તેમ કરે. આમ સ્પસ્ટ જણાવ્યા બાદ સ્ટેમ્પનાં પાના બંન્ને પક્ષ પોતપોતાના ખર્ચે લાવેલા.

૫. સ્ટેમ્પના પાનામાં આજ સ્થળે તા. ૨૦-૧૨-૬૭ના રોજ સામસામે ફારકતીઓ લખાઈ. બાદ પક્ષોની સહીઓ કરાવતા પહેલાં દસે આગેવાન પંચોએ આપેલ ચુકાદો જાહેર કર્યો. તેમાં વરપક્ષે રૂપીઆ ૫૯૨૫) કન્યાપક્ષને આપવા જાહેર કરેલ. બંને પક્ષે ચૂકાદો માન્ય રાખેલ આ રકમ પેટે ૨૦૦૦) રૂપીઆ ત્યાંજ પંચોની બેઠકમાં રોકડા આપ્યા. તેની પ્રોમેસરી નોટ પહોંચ કન્યા પક્ષ તરફથી પંચો રૂબરૂ વરપક્ષને આપી. બાકીના રૂપીઆ ૩૯૨૫) આપવાના બાકી રહ્યા. તે રૂપીઆ બે દિવસમાંજ આપવા નક્કી કર્યું. બંને ફારકતીઓમાં સામસામે સહિઓ કરી. આ બન્ને ફારકતીઓ બાકીની રકમ મળે ત્યાં સુધીના માટે બંને પક્ષ વતીથી ટ્રસ્ટી તરીકે વિશ્વાસુ સદગૃહસ્થ હિંમતનગરના કરશનભાઇ પેથાભાઇએ જવાબદારી લીધી. બાકીના પૈસા મળેથી ફારકતીઓ આપી દેવી આવી ભલામણ તેમને પણ કરવામાં આવી. બંને પક્ષના ૬૦ થી ૭૦ આગેવાનોએ બંને પક્ષ તરફથી એકબીજા ઉપર મુકાયેલા ગૃહકલેશના આક્ષેપોના કાગળો પંચમાં વંચાયેલા તેવા આક્ષેપોવાળા કાગળો પંચ રૂબરૂ ફાડી નંખાવવામાં આવ્યા, કે જેથી ફરીથી તેવા કાગળોનો કે આક્ષેપોનો કોઈ દુરઉપયોગ ન કરે. અને બંને પક્ષ તરફથી ભોજન વગેરેનું ખર્ચ પાડી આવનાર આગેવાનોનું સન્માન સ્વાગત કરી આગેવાનોને વિદાય આપી.

૬. પરંતુ જ્યારે મુકરર કર્યા તારીખે વરરાજા પક્ષ તરફથી બાકીની રકમ આપવા માટે બે સદગૃહસ્થો ખેડબ્રહ્મા જગમેર કમ્પાથી મોટર સાઇકલ ઉપર હિંમતનગર આવે છે, ત્યારે પૈસા આપનાર અને ફારકતીઓ રાખનારાઓને કોઇક કારણસર ઉગ્ર મતભેદ પડેલ હોય તેવું આધારભૂત જવાબદાર આગેવાનો તરફથી જાણવા મળેલ છે. આ બાબતમાં કોની કસૂર છે? તેનો જવાબ તો પંચો જ લઇ શકે. પરંતુ આપણા સમાજમાં આવા

**પ્રતિષ્ઠિત આગેવાનો સમાજના ઉચ્ચ આદર્શો અને શિક્ષિત સદાચારની શી[illegible] મણ બીજાઓને આપે તેવા સદગૃહસ્થોનો** જનરલી પંચ આથી અગાઉ કોઈ પણ વખતે મેં મારી નજરે ભેગો થયાનું જોવામાં આવેલ નથી. **તેવા ગૌરવ લેવા જેવા પ્રતિષ્ઠિત આગેવાનોએ આ પંચમાં હાજરી આપી છે. અને મારી પણ તેમાં હાજરી હતી.**

૭. ત્યારે આ બાબતે આવા ગૃહકલેશના કારણમાં જો આ સ્થળે ભેગા થયેલા **આગેવાનોએ** આમાં ઉપર જણાવ્યા મુજબની તમામ વિધીસરનાં લખાણો, જવાબદારીઓ ઉપરાંત જામીનખત વગેરે જાતની ચોકસાઇ કરીને આ જાતનો નિર્ણય કર્યો હોય તો પાછળથી ફારકતીઓ કે પૈસા આપવા વખતેની લેવડ દેવડમાં શું કારણ ઉપસ્થિત થયું? ત્યાં કોની કસૂર થઇ? કદાચ ઘડીભર માની લઇએ કે જે પક્ષને જેણે અન્યાય કર્યો હોય, પૈસા આપનાર પક્ષને ફારકતી આપનારાઓએ અન્યાય કે ઝઘડો કર્યો હોય તો પૈસા આપનાર પક્ષે તેવી ફરીયાદ પંચો આગળ તેનાં કારણો જણાવવાં જોઈએ. તેવી જ રીતે જો ફારકતીઓ રાખનારાઓ સામે પૈસા આપવા આવનારાએ ઝગડો કર્યો હોય કે જુલમ કર્યો હોય તો તેવી ફરીયાદ ફારકતી રાખનાર જવાબદાર સદગૃહસ્થે પંચો સમક્ષ જણાવવી જોઇએ. આમાં વાંધો પડવાના કારણમાં ફારકતીઓ રાખનાર જવાબદારી લેનારને શીર પણ મોટી જવાબદારી રહે છે. તેમણે પોતાની જવાબદારીમાંથી મુકત થવા તુરતજ પંચોને કારણો જણાવી જવાબદારીમાંથી મૂકત થવું જોઇએ. આમ આવા સંજોગે ઝગડો કે વાંધો પડતાં સાથે તૂરતજ કન્યા પક્ષને એક તરફી પ્રોત્સાહન આપી કન્યા પક્ષ તરફથી વીના વિલંબે વકીલોની સલાહ લેવડાવી વરપક્ષને નોટીસ વકીલ મારફતે અપાવી છે. તેના જવાબમાં વરપક્ષે પણ વકીલ મારફતે નોટીસનો જવાબ આપેલ છે, તેવો જવાબ કન્યા પક્ષને મળી જતાં આ બાબતે કન્યાપક્ષ તરફથી અંગત મંત્રણાઓ કરવા બાદ આવી બાબત જાહેરમાં ન લાવતાં અને તા. ૧૯ તથા ૨૦-૧૨-૬૭ના રોજ તેમણે બોલાવેલા જવાબદાર આગેવાનોને આ બીના ન જણાવતાં કન્યાપક્ષે વરપક્ષ સામે કોરટ મારફતે ફરીયાદી કરી છે અને વરરાજા બીજા લગ્ન ન કરી શકે તેવો મનાઇ હુકમ મેળવી બજવણી કર્યાનું જાણવા મળે છે. ત્યારે કન્યાપક્ષને ઉપર મુજબ ભેગા થયેલા આગેવાનો ઉપર અવિશ્વાસ આવેલ છે તેમ માની શકાય છે. પોતાના જામીન અપાવેલ છે તેની પણ તેમણે દરકાર કરી નથી તેવું માની શકાય છે.

૮. આ હકીકત ખરેખર જો આવી રીતે સાચી જ હોય તો અગાઉ તા. ૧૯-૧૨-૬૭ની આખી રાત્રી 'અખંડ જાગરણ' કરીને, પંચો રૂબરૂ પોતાની સ્વેચ્છાએ કબૂલાતો આપીને, ઉપરાંત કબૂલ ન કરે તો જામીન પણ આપીને, જે ચુકાદો આપ્યો છે, અને તે પેટે [illegible]. ૨૦૦૦) સમગ્ર આગેવાનો રૂબરૂ કન્યાપક્ષે લીધા છે. તેની પ્રોમીસરી નોટ પણ

આપી છે. ત્યારે છેવટના બાકીની રકમ આપવા લેવામાં મતભેદ પડે તો આવા સંજોગે જ્યારે સમગ્ર આગેવાનોને ભવિષ્યમાં કોરટનું તેડું થાય તો તેમાં **જવાબદાર કોણ?** અને **કોના વાંકે?** આ પ્રશ્ન શું **ધર્મસંકટ** નથી?

બંને પક્ષોમાંથી **વરના વાંકે,** યા તો **કન્યાના વાંકે!** અગર તો **ફારકતીઓ રાખવનાર જવાબદાર વ્યક્તિના વાંકે,** કે ભેગા થયેલા ૬૦-૭૦ **પ્રતિષ્ઠિત** આગેવાનોના વાંકે? આ **ધર્મસંકટ કોના વાંકે!**

**વિનંતી:**—આ જાહેરાતમાં જણાવેલી હકીકત જુઠી સાબીત થાય તો તેના જવાબદાર તરીકે **મને મૂળભૂત માહિતી આપનારા આગેવાનો છે.** ઉપરાંત મારી પણ પ્રત્યક્ષ આ પ્રસંગમાં હાજરી હોવાથી એક અભ્યાસી લેખક તરીકે મારી પણ જવાબદારીનું ભાન અને જ્ઞાન રાખી સમજી શોચી વિચારીને આ બીના પ્રગટ કરી છે. તેનું મુખ્ય કારણ એ જ છે કે આ પ્રશ્ન મહત્વનો અને **ધર્મસંકટ** સમાન છે. આ બીનાથી સમગ્ર સમાજ મૌખીક રીતે તો જાણકાર છે તેના સાથે સાથે આ વિગત વાંચી તૂલના કરે એ જ સદભાવના.

લખાયા તા. ૧૨-૧-૬૮ લેખક:—**અભ્યાસી અંતરઆત્મા**

---

## આત્મજ્ઞાન, તત્વજ્ઞાન અને તત્વમસીનો ઉપદેશ કરતા

# આચાર્ય શ્રી કૃષ્ણાનંદજી

૧ **આચાર્ય સ્વામી શ્રી** કૃષ્ણાનંદજી હાલમાં હિંમતનગર તાબે તખતગઢ કમ્પામાં વેલજીભાઇ પ્રેમજીભાઈના સહવાસમાં આશ્રમમાં જ રહે છે. **સ્વ. સ્વામી શ્રી માધવતીર્થ**ના વારસામાં **શ્રી કૃષ્ણાનંદજી** સુંદર સેવા આપી રહ્યા છે. તેમનો તથા મારો ઘણા વર્ષોથી નિકટ પરિચય છે. ત્યાં આશ્રમમાં તેમના સાનિધ્યમાં ઘણી વખત મેં રૂબરૂ મુલાકતો પણ લીધી છે. તેમણે મને કેટલુંયેક સાહિત્ય ભેટ પણ આપેલ છે.

૨. ગઈ તા. ૧-૧-૬૮ના રોજ **સ્વામી શ્રી** કૃષ્ણાનંદજી બાયડ તાલુકાના રામપુરા કમ્પા મુકામે પધારેલા. ત્યાં બે દિવસ રોકાયા બાદ મહેંદીપુરા કમ્પા, મોતીપુરા કમ્પા, શાન્તીપુરા કમ્પા, દેશાઈપુરા કમ્પા વગેરે સ્થળોએ રોકાણ કરી તત્વજ્ઞાનનો, આત્મજ્ઞાનનો ઉપદેશ આપેલ છે.

૩ તેઓશ્રીની એક ખાસ વિશેષતા એ છે કે આ પાટીદાર જ્ઞાતિમાં **'સતપંથ ધર્મ'** પ્રચલિત હોવા છતાં તે ધર્મની ટીકા કે નિંદા ન કરવા તેમણે સૌ પ્રથમ **શ્રી વેલજીભાઇ પ્રેમજીભાઇ**ને મુખ્ય આદેશ આપેલ છે. તેવા આદેશને **શ્રી વેલજીભાઈએ** અમલમાં કે આચારમાં મુકેલ હોય તેવું અનુમાનથી માની શકાય છે.

૪ ધર્મ વસ્તુને સમજવામાં જે ગામમાં જે આગેવાનો હોય, તે જો ફક્ત ધર્મની વાતો જ કરતા હોય અને ગામાં ધર્મની બાબતે કુસંપ, કલેશ અને ઝઘડાઓ, સંઘર્ષો થતા હોય ત્યાં તેવા ધર્મની વાતો કરનારા આગેવાનોના આચારમાં ધર્મનું પાલન છે તેવું માની ન શકાય. જે ગામોમાં ધર્મનિતીનું પાલન આગેવાનોના આચારમાં દેખાય છે ત્યાં તે ગામોમાં ધર્મ બાબતે સંઘર્ષ નથી ત્યાં સંપ અને સુલેહશાંતિ છે. ધર્મ વસ્તુ કોઈના ઉપર બળજબરી નથી. એમાં પ્રેમસ્વરૂપ પરમાત્માની દૈવી શક્તિ હોય તો તે જગ્યાએ દ્વેષબુદ્ધિની દાનવી વૃત્તીઓ, ત્યાં પ્રેમસ્વરૂપ દૈવી શક્તિ આગળ ટકશે નહીં.

૫. આ જાતની સમજ શક્તિ ધારણ કરનારા સ્વામી શ્રી કૃષ્ણાનંદજીનો ઉપદેશ સાંભળનારા સદગૃહસ્થો તેમજ તેમના સાધકોએ દિલમાં એક પ્રશ્ન પોતે પોતાના મનને પૂછવાનો છે કે, આપણી પાટીદાર જ્ઞાતિમાં **સતપંથ ધર્મ** પ્રચલિત છે અને તે **'અખંડ**

( અનુ૦ પાન ૩૭ ઉપર )

# હિંમતનગરમાં, ત્યાગ અને વૈરાગ્યની ભાવના સમજાવતો

# આનંદ માર્ગ

૧. હિંમતનગરની સતસંગી જનતાને **આનંદમાર્ગનો** સંદેશો આપવા છેલ્લા બારેક માસથી **આનંદમાર્ગના અવધુત આચાર્યો** અવારનવાર આવે છે.

જે જે આચાર્યો જ્યારે જ્યારે અત્રે પધારેલા છે, તે તે આચાર્યોની મેં રૂબરૂ મુલાકાતો લીધી છે. તેમના પાસેથી સાધના પણ લીધી છે. તેમની અનુભવની વાણી સાંભળી હિંમતનગરના તમામ સદ્‌ગૃહસ્થોનું, સન્નારીઓનું **આનંદમાર્ગના આદર્શો તરફે** આકર્ષણ વધતું જાય છે.

૨. **આનંદમાર્ગના પરમ પુરૂષ શ્રી આનંદમૂર્તિના** હાથ નીચે દર વર્ષે ભારત-ભરમાં જુદી જુદી જગ્યાએ જનરલ સંમેલન ભરવામાં આવે છે. ગયા વરસે તેવું સંમેલન **અલાહાબાદમાં** હોવાથી અત્રેથી **શ્રી રમણલાલ સોની, શ્રી ગોકુળદાસ મીસ્ત્રી** તથા **શ્રી ચશુભાઇ મહેતા** વગેરે કુટુંબ સહીત ગયેલા. ત્યાંના સમુહમાં પ્રત્યક્ષ અનુભવથી તેઓને આ માર્ગના **આદર્શો** પ્રત્યે વધુ આકર્ષણ રહ્યું છે.

૩. ત્યારબાદ હિંમતનગરમાં ક્રમે ક્રમે આ માર્ગનો સંદેશો આપનારા આચાર્યો હિંમતનગરમાં પધારેલા છે. તેમણે નિસ્વાર્થભાવે ત્યાગ, વૈરાગ્ય અને ગરીબો–અનાથોની સેવા કરવાની સરળ ત્યાગવૃત્તિની રીત સમજાવી છે. જાહેર પ્રવચનો હાઇસ્કૂલોમાં જુદાજુદા સ્થળે પણ આપેલ છે.

૪. ગઈ તા. ૯ તથા ૧૦–૧૨–૬૭ના રોજ કચ્છ, ગાંધીધામ મુકામે **શ્રી આનંદ-મૂર્તિના** સાનિધ્યમાં ખાસ કાર્યક્રમ રાખવામાં આવેલો હતો. તે કાર્યક્રમમાં ભાગ લેવા અત્રે હિંમતનગર વિભાગથી પચાસેક સદ્‌ગૃહસ્થો–સન્નારીઓ કે જેણે આ માર્ગમાં સાધના લીધી હોય તેવા સાધકો ગાંધીધામ ગયેલાં હતાં. **શ્રી આનંદમૂર્તિના** નિકટમાં આવી તેમના **પવિત્ર પ્રેમનો સંદેશો** સાંભળી મન તેમજ આત્મામાં નૂતન પ્રેરણા જાગૃત કરેલ છે.

૫. હાલમાં ગઇ તા. ૯–૧–૬૮ના રોજ હિંમતનગર મુકામે આ માર્ગની શાખા બનારસમાં હોવાથી બનારસની પ્રાયમરી સ્કૂલની ગ્રેજ્યુએટ બે બહેનો અવધૂતીકાઓ કે જેની મેં રૂબરૂ મુલાકાતો લીધી છે. અને એક પત્રકારની રીતે મેં પ્રશ્નો પણ પુછેલા છે. તે, **અવધૂતીકા આચાર્ય આનંદપ્રભાબહેન,** બીજાં **અવધૂતીકા આચાર્ય આનંદ-**

કલ્યાણીબહેન છે તેમના સાથે **અવધૂત આચાર્ય અશેષાનંદજી** પણ પધારેલા હતા. આ બંને સાધવી શિક્ષીત બહેનોએ હિંમતનગરમાં ભગીની સમાજની શિક્ષીત બહેનોને સંબોધવા ભગીની સમાજ કલ્યાણ કેન્દ્રમાં જાહેર કાર્યક્રમ રાખેલો હતો. આ પ્રસંગમાં હિંમતનગરની બહેનોએ તથા સીવીલ હોસ્પીટલમાં નર્સનું કામ કરતી તમામ બહેનોએ હાજરી આપીને સૌએ પોતપોતાના **મન તેમજ આત્મામાં નવી શકિત અને નૂતન જાગૃતિનો** અનુભવ કરેલ હોવાથી આ બીના મારા પ્રત્યક્ષ અનુભવની હોવાથી અત્રે આ વિગત લખી જાહેર કરવામાં મને તેમજ વાંચકોને મન પણ આનંદનો અનુભવ થશે.

લખાયા તા. ૧૨-૧-૬૮ લેખકઃ-અંતરઆત્મા

---

( પાના ૩૫ થી ચાલુ....)

જ્યોતિ'ની જેમ અવિચળ રહેવાનો છે. છતાં તેને ધારણ કરવો ન કરવો તે માટે કોઇની ઉપર બળજબરી નથી. પરંતુ તેના તરફે દ્વેષબુદ્ધિ અને ઇર્ષાઓ આપણા દિલમાં પ્રવેશ કરે છે કે કેમ? તેનું મૂળ આપણા ગુપ્ત હૃદયમાં આપણને **તત્વમસીના જ્ઞાનથી આત્મ નિરીક્ષણના** ઉપદેશથી જરૂર મળી રહેશે.

૬. અંતમાં શ્રી કૃષ્ણાનંદજીના તમામ સાધકોને મારે નમ્ર વિનંતી કરવાની કે, તેઓશ્રીના ઉપદેશને ઉજ્જવળ બનાવો એ જ આ **'અખંડ જ્યોતિ'** માસિકમાં આજના સમયે મારી અભિલાષા છે.

'શ્રી કૃષ્ણ શરણંમમ' તેઓશ્રીના સાનિધ્યમાં મારી સદ્દભાવના અર્પણ કરૂં છું.

લખાયા તા. ૧૨-૧-૬૮ લેખકઃ-અભ્યાસી અંતરઆત્મા

નિ. રવજીભાઈ પટેલ

# સમર્પણ... લેખકની ક્ષમાપના યાને વિજ્ઞપ્તિ

૧ આ પ્રાથમિક અંકમાં જે જે વિષયો તથા જે જે વિગતો લેવામાં આવી છે, તે તે વિષયો બાબતે નમ્ર ભાવે જણાવવાનું જે—

આ માસિક સંકૂચિત મનોવૃતીઓવાળા સતપંથી ભાઈઓનેજ બોધ આપવા પુરતું નથી. તેથી કોઈક સંકૂચિત મનોવૃતીવાળા સતપંથી ભાઈઓને કદાચ આ અંકમાં પ્રગટ થતા કોઈક વિષય ગમે યા ન ગમે તે માટે તેમણે વિશાળ દ્રષ્ટિ રાખવા અને વિશાળ જ્ઞાતિઓ સતપંથ સમાજમાં વિવિધ જ્ઞાતિઓ હોવાથી દરેકના દિલમાં આ 'અખંડ જ્યોતિ'નો અખંડ પ્રેમ "જ્યોતસે જ્યોત જલાતે ચલો" તેવા જ્ઞાનનો દરેકના દિલમાં ઉદય થાય તે આશા છે.

૨. આજના વિજ્ઞાન યુગમાં ધમાલીયા યુગમાં દરેક માનવી પ્રાથમિક પોતપોતાના મનની મનોવૃતીને પારખવા સીવાય સમાજના કે સંપ્રદાયોના માનવીઓની મનોવૃતીઓને પારખવા પ્રયત્ન કરે છે, તો તેમાં પોતાની મન કલ્પના પ્રમાણેજ સમાજના વાતાવરણને કલ્પી શકે છે. પરંતું મારી દ્રષ્ટિએ-સતપંથ કે સનાતન સમાજ કે દુનીયાના હાલના સંત મહાત્માઓની પ્રવૃતીઓનો અભ્યાસ કરેલો હોવાથી તે તમામ સંતો મહાત્માઓની તરફે નજર રાખીને આ 'અખંડ જ્યોતિ' ત્રિમાસિકમાં સતપંથ સંપ્રદાય વિષે કાંઈક જાણવા અને અભ્યાસ કરવા ઈચ્છતા સતપંથી યુવકો માટે લખવાનું છે તેમ છતાં કાંઈક ત્રુટીઓ જણાય તો વાંચકો તૂલના કરીને ક્ષમા આપે

૩. તેવી મારી દ્રષ્ટિથી આ અંકમાં સતપંથ સંપ્રાદાયની તેમજ સંસ્થાની માહિતી આપી છે ઉપરાંત સ્વામી કૃષ્ણાનંદજી, આચાર્ય રજનીશજી તેમજ હિંમતનગરમાં આનંદ-માર્ગની પ્રવૃત્તીમાં આવતા અવધૂતો સાવધીઓ વગેરેની જાહેરાત આપી છે. તેમાં કદાચ કોઈક વાંચકોની સંકુચિત મનોવૃતી હોય અને આવા વિષયને પસંદ ન કરે તે માટે વિશાળ દ્રષ્ટિવાળા વાંચકો તેવા ભાઈઓને ક્ષમા આપશે તેવી મને શ્રદ્ધા છે.

૪. આ પ્રાથમિક અંકમાં કેટલું સાહસ કર્યું છે, આની પાછળ કેટલી મહેનત અને પુરૂષાર્થ કરેલ છે, તેની કદર પણ જનરલ પાટીદાર સમાજ તેમજ જનરલ સતપંથ સેવા મંડળ કરશે. અને કાર્ય કરનારના કાર્યમાં ખામીઓ પણ હોય છે, તેને નિભાવવા યોગ્ય જણાય તે નિભાવી લેવી. ઉપરાંત સુધારવા યોગ્ય જણાય તેવી ખામીઓ સુધારી શકાય તે માટે વીના સંકોચે લેખકને જણાવી માર્ગદર્શન આપશો. એ જ.

હંસવૃત્તીવાળા વાંચકો, જનસમુદાયને....સમર્પણ....ક્ષમાપના.

લખાયા તા. ૧૭-૧-૬૮ લેખકઃ—અભ્યાસી અંતરઆત્મા નિ. રવજીભાઈ પટેલ